મતલબ કે જન્મ મરણનો ફેરો ટાળ. (ટેક) કહાન કવિ કહે છે કે હું તને પસંદ પડતાં કામ કરીને આત્માની મોટાઈ મેળવું (ટેક)

પરેશા=પરમાત્મા; મોટા ધણી; પરમેશ્વર
વિશ્વેશા=વિશ્વના સ્વામી; પરમેશ્વર
અકળિત=સમજાય નહિ એવી
ગતિ=શક્તિ
હિતાર્થે=લાભ માટે
જગપતિ=જગતનો ધણી; પરમેશ્વર
ભારી=મોટું
નિરખી=ધારીધારીને જોઈ
મથી=મહેનત કરી [કરી
મથી મથી=મહેનત કરી
શો=કેવો

દીસે=દેખાય
જળનિધિ=પાણીનો ભંડાર; સમુદ્ર
નૃત્ય=નાચ
તરંગો=મોજાં
મધુર=મીઠા
સૂર=અવાજ
અલપતો=ગાતો
ઝૂકી=નમી; લચી
લહેર=સપાટો; સુરખી
નમન=નમસ્કાર
પ્રતિ=તરફ
રમણાં=ખુશકારક; શોભિતાં
દર્શાવે=દેખાડે; બતાવે
કળા=યુક્તિ; તદબીર

મણા=ખામી; ખોડ
વ્યાઘ્રો=વાઘો
ગર્જન=ગર્જના
ઘોર=ભયંકર; બિહામણી
ભયભીત=ભયંકર; બિહામણી
અગણિત=અસંખ્ય
વિરાજીત=શોભિતા
જંતુ=જીવડાં
વૃક્ષ=ઝાડ
દીપસમ=દીવા જેવા
તરૂવર=મોટાં ઝાડ
મઢી=જડી
પોકારી=બૂમો પાડી
કે'=કહે
વડી=મોટી

હે મોટા ઇશ્વર, હે બ્રહ્માંડના સ્વામી! તારા કામ અને શક્તિ સમજાય નહિ એવાં છે. હે જગતના ધણી (પરમેશ્વર) તેં આ બધું માણસના સુખને માટે બનાવ્યું છે. તારા ભારે કામ જોઇને માણસો (કામ સમજવાને) મહેનત કરી કરીને આધા ખસે છે, તારા ગુણો ગાવાને માટે માણસની બુદ્ધિ જરાપણ ચાલતી નથી મતલબ કે તારા ગુણોની ગણતરી કરવાની શક્તિ માણસમાં નથી. ( ૧ ) અહો ! આ

સમુદ્ર કેવો મોટો નાચ કરતો-હાલતો જણાય છે! મોજાંઓ ઉછાળીને જાણે મીઠા અવાજથી ગાજતો હોયની! બાગો અને વાડીઓમાં ફળ અને ફૂલથી ડાળીઓ ઘણી નમી રહેલી છે તે જાણે પવનના સપાટાથી પરમેશ્વરને નમતી હોયની! ( ૨ ) ખુશકારક પક્ષીઓ વારંવાર મધુરૂં ગાઇને ખુશ થાય છે, વળી વાઘો અને સિંહો ભયંકર અવાજ કરીને ફરતા, તેથી પાસેના પહાડ ફરીને ભયંકર શબ્દો કરતા. તેના પડઘા પડતા તે એમ બતાવી આપે છે કે પરમેશ્વરની સમજાય નહિ એવી કળામાં કાંઇ ખામી નથી. ( ૩ ) દીવાબત્તીને વખતે જોતાં શોભિતા અસંખ્ય ઝીણાં જીવડાંઓ ઝાડપર સળગતા દીવા જેવા દેખાય છે અને સુશોભિત ઘણાં પક્ષીઓ ઉડતા તે ચળકે છે તેથી જાણે મોટાં ઝાડો શું હીરાથી જડી લીધાં હોયની! માણસો બૂમ પાડી આશ્ચર્ય પામીને કહે છે કે અહા! પરમેશ્વરનું કામ કેવું મોટું છે! ( ૪ )

### પાઠ ૩૫.

વિસારે મૂક્યા વિના=ભૂલી ન જતાં
પરસ્પર=એક બીજાનો
એદીપણું=આળસાઇ
ભૂસ્તર વિદ્યા=પૃથ્વીના પડ ઓળખવાની વિદ્યા
ચિહ્નો=નિશાની
ખોળ=તપાસ
મુનીમ=કારભારી; મુખ્ય મહેતો
અગત્ય=જરૂર
ધ્યાન=લક્ષ
આધારે=ભરોસે
ખોદાણ=ખોદકામ
સ્વાશ્રય=પોતાની જાત પર આધાર રાખવો તે
કાળજી=ચેટક; ખંત
કર્મ=નસીબ
અદકો=મોટો
આપ=પોતે
પુર=પુરા
પ્રતાપ=પરાક્રમ બધાથી મોટો પોતે
ઉદ્યમ, ઉદ્યમ, ઉદ્યમજ છે; નસીબ બિચારૂં રાંકડું-કંગાળ છે પણ ઉદ્યમનું પરાક્રમ પુરે-પુરૂં મોટું છે.

### પાઠ ૩૬.

સફર=લાંબી મુસાફરી
ધનાઢ્ય=ઘણો પૈસાદાર
દરીઆમાર્ગે=જળ માર્ગે; વહાણ વાટે
વતની=રહેવાસી

ખ્રિસ્તી=ઈસુ ખ્રિસ્તને માનનાર
વહાણવટી=ખલાસી
કેપ=ભૂશિર
ઑવ=ની
ગુડ=સારી
હોપ=આશા
લિસ્બન=પોર્ટુગલની રાજધાનીનું શહેર છે.
નાતાલ=અંગ્રેજની દિવાળી; તા. ૨૫ મી ડિસેંબરથી આઠ દિવસનો તહેવાર; ખ્રિસ્તમસ
ભાવ=પ્રીતિ
ભોમીઓ=જાણીતો
કાલીકટ=પશ્ચિમ કિનારે મલબાર કાંઠે બંદર છે
મથક=જગા; સ્થાન
સિંહલદ્વીપ=લંકા
પરવાનગી=રજા; મંજુરી
સમૃદ્ધિ=પુષ્કળ દોલત
છક=દિંગ; તાજુબ
નજરાણું=ભેટ
છૂટ=પરવાનગી; રજા

ધક્કો=નુકસાન
પૂર્ણ=પુરેપુરી
માહીતી=અનુભવ
હિત=ભલું
પ્રવેશકર્યો=દાખલ થયો

**પાઠ ૩૭.**

ઉમરાવ=અમીર
કીટલી=ચાદાની
નાળચું=નળી
પ્રયોગ=અજમાએશ
અનુભવ=જાતમાહીતી
સ્કોટલાંડ=ગ્રેટબ્રિટનમાં દેશ છે
બુદ્ધિશાળી=અક્કલબાજ
ગ્લાસગો=સ્કોટલાંડમાં મોટામાં મોટું શહેર છે
નમુનો=ધાટ; આકાર
ખામી=ખોડ
આરંભ=શરૂઆત
ધૂમકેતુ=પુછડીઓ તારો
કલાઇડ=સ્કોટલાંડમાં નદી છે
આટ્‌લાંટિક=એ નામનો મહાસાગર છે. (એમાં પાણી ૩૫૦ લાખ ચોરસ મૈલ છે)

ઉપરાઉપરી=એક પછી એક
ઈજનેર=બાંધકામ ખાતાનો અમલદાર
દરજ્જો=પદ્દી; ઓદ્દો
જાતબુદ્ધિ=પોતાની અક્કલ
અપૂર્વ=આગળ નહિ થએલી એવી
રેલવે=લોઢાની સડકનો રસ્તો
ફતેહમંદી=જીત
નિર્ભય=બીક વગર
ખંત=કાળજી; ચેતક
નવાઈ=અચરતી
હવાઈ=હવામાં ઊડે એવું એક જાતનું દારૂખાનું
જાહોજલાલી=ભપકો તથા શોભા
પાઉંડ=પંદર રૂપીઆની કિંમતનો સોનાનો સિક્કો.

## પાઠ ૩૮.

શ્રી=સારા; શોભાયમાન
રઘુવીર=રામચંદ્રજી
વિરાજતા=શોભતા
સંગે=સાથે
કુળનો ધર્મ=બાપદાદાથી ચાલતો ધર્મ
લીલા=વિલાસ; ક્રીડા
નૌતમ=નવીન
રંગ=મગ્ન
નિર્મળ=પવિત્ર; ચોક્ખું
મઠ=આશ્રમ
છાઇ=છવાઈ
ધીર=ધીરજવાળા; ધૈર્યવાન
પર્ણકુટી=છાલ ડાળાંની ઝુંપડી
વૃંદ=જથ્થો; ટોળું
જાઈ, જુઈ=ફૂલના વેલા
મચકુંદ=એક જાતનું ઝાડ
ખટપદ=ભમરો
ગુંજે=બોલે
મકરંદ=ફૂલનો રસ; મધ
મધુ=મીઠું
ચંપક=ચંપાનું ઝાડ
કરેણી=કરેણીના ફૂલનું ઝાડ
આંબાસાખ=આંબાપરજ પાકપર આવેલી કેરી
જામફળ=જમરુખી
કદળી=કેળ
મંડપ=માંડવો
દ્રાક્ષ=દરાખ
નાળિકેળ=નાળિએર;
જંબીર=જાંબુ
ફણસ=ચાંપાનું ઝાડ
ફોફળી=સોપારણ
સીતાફળી=સીતાફળનું ઝાડ
શતપત્રી=સો પાંદડાંની વેલી
કુંદ=એક જાતનો છોડ
મઘમઘતો=મઘમઘતો
મેંક=બહેંકે
અપાર=ઘણાં
તરુ=ઝાડ
સોહામણા=શોભિતાં
બક=બગલો
પારાવત=કબુતર
મૃગ=હરણ
કારંડવ=બતક
ચાતક=બપૈયા
ચકોર=એક જાતનું પક્ષી
કોકિલા=કોયલ
કપોત=હોલો
ખંજક=એક જાતનું પક્ષી
આદે=આદિ; વગેરે
લલિત=સુંદર
વિહંગ=પક્ષી; પંખી
ભૂમિ=જમીન
કળા કરવી=પીછાં ઉંચા પહોળાં કરવાં તે
જય જય=જે જે
ખગ=(ખ+ગ) પક્ષી
ભીલડી=ભીલની સ્ત્રી
જૂથ=ટોળું
વનફળ=વનમાં થતાં ફળ
પડીઆ=દડીઆ
જનકસુતા=જાનકી; જનક રાજાની પુત્રી; સીતા

| | | |
|---|---|---|
| રૂપ=કાંતિ | લક્ષ્મણ | ત્રાસ=કોળીઓ |
| ચકિત=દિંગ; તાજુબ | આરોગાવી=જમવડાવી | ત્રાસ કરે=ખાય |
| સૌમિત્રિ=સુમિત્રાનો પુત્ર; | વળતાં=પછી | |

## કવિતાની સમજુતી

પંચવટીમાં શોભાયમાન રામચંદ્રજી રહેતા હતા. તેમની સાથે સીતા અને લક્ષ્મણ હતાં તે સેવા કરતાં હતાં. એમ સૌ પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલતાં હમેશાં નવીન મઝા અને વિલાસ કરતાં હતાં. પંચવટીમાં શોભાયમાન રામચંદ્રજી રહેતા હતા. (૧) પંચવટીની પાસે ગોદાવરી નદીનું પવિત્ર પાણી વહે છે. અને ઠેકાણે ઠેકાણે ધૈર્યવાન ઋષિઓના આશ્રમો આવી રહ્યા છે. ઝુંપડીની પાસે સીતાજીએ વાડી બનાવી હતી, અને તેમાં તુળસીના છોડના જથ્થા વાવ્યા હતા; તેમાં જાઈ, જુઈ, મકંદ આંબો ને મોગરો પણ હતાં ફૂલનો મીઠો રસ–મધ ભમરાઓ ચૂસતા અને ગુંજરવ કરતા. (ટેક) (૨) વળી વાડીમાં ગુલાબ, ચંપો, ડમરો, ચંપેલી અને માલતી હતાં; કરેણી અને આંબા પર પાકવા આવેલી કેરી પવનથી હાલતી હતી, અને જમરૂખી, દાડમડી, નારંગી અને કેળ પણ હતી; તેમજ દરાખના માંડવાં ઉપર લૂમો લચી રહી હતી; (ટેક) (૩) વળી તેમાં નાળિએરી, જાંબુડી, ફણસ અને સોપારણ તેમજ સીતાફળી, શતપત્રી, કુંદ, કલ્હારના ઝાડ હતાં; કેવડા ચારે તરફથી સારી વાસ આપતા હતા, એમ જાત જાતનાં ઘણાં ફૂલો ખીલ્યાં હતાં. (૪) ઝાડો પર બગલા, કબુતર, ચકવા, ચકવી, હંસ, ચકોર, બપૈયા, કોયલ, હોલા, ખંજન, બતક વગેરે સુંદર પક્ષીઓ અને જમીનપર હરણ વગેરે પશુઓ મધુર અવાજ કરતાં હતાં. (ટેક) (૫) જમીન ઉપર મોર કળા કરીને નાચતા હતા, અને મેના તથા પોપટ જય રામ જય

રામ બોલતાં હતાં; શોભિતા સારસ મીઠા શબ્દો બોલતાં હતાં. એવાં પક્ષી અને હરણોને જોઇને સીતાજી મનમાં ખુશ થતાં હતાં (ટેક) (૬)

રામ પંચવટીમાં રહ્યા છે અને તેમના દિવસ મજામાં જાય છે; લક્ષ્મણ અને સીતાજી રામચંદ્રની સેવા હોંસથી કરે છે. (૧) ભીલડીઓનાં ટોળાં મળીને સીતાજીને જોવા આવે, અને જાત જાતના વનમાં થતાં ફળના તથા મેવાના દડીઆ ભરી ભરીને લાવે. (૨) સીતાજીની વાડીમાં હરણોનાં ટોળાં ચરવા આવે, અને તે ટોળાં બધાં સીતાજીની કાંતિ જોઇને ત્યાં દિંગ થઇને જાય. (૩) હમેશાં લક્ષ્મણ ફળ લાવીને સીતાજીની પાસે મૂકે, અને સીતાજી શ્રીરામને ખવડાવીને પછી પોતે ફળ ખાય. (૪)

### પાઠ ૩૯.

મતભેદ=વિચારફેર; દરેક જણનું જુદી જુદી સમજનું કહેવું તે
એકંદર=સામટો; કુલ
પુરાવો=સાબીતી
પણ=બાધા; નિયમ
નિશ્ચય=ઠરાવ
આખ્યાન=વાર્તા; કથા
શોખ=ઇચ્છા
શામળ=નરસિંહ મહેતાનો છોકરો
શીઘ્ર=તરત ને તરત કરેલી
નળાખ્યાન=નળ રાજાની વારતા
મામેરૂં=મોસાળું
કવિત્વ=કવિપણું
કવિત્વશક્તિ=કવિતા બનાવવાની આવડ
આરોગ્ય=તંદુરસ્ત
ઓખા=બાણાસુરનીકન્યા; અનિરૂદ્ધની સ્ત્રી
સુભદ્રા=દેવકીની પુત્રી; કૃષ્ણની બેન; અર્જુનની સ્ત્રી; અભિમન્યુની મા
સુધન્વા=ચંપાવતીનારાજા હંસધ્વજનો પુત્ર
પાત્ર=વિષય
રસીલા=રસિક
સ્વર્ગવાસ=મરણ

### પાઠ ૪૦.

અલ રસીદ=ઇન્સાફી
રહેણી=રીતભાત
ખલીફા=મહંમદ પેગંબરના વારસ
વંશપરંપરા=બાપદાદાથી ઉતરી આવેલો; પેઢી દર પેઢી
દમાસ્કસ=એશિઆઇ તુર્કસ્તાનમાં શહેર છે [એ દુનિયામાં જુનામાં જુનું શહેર છે.]

પ્રપૌત્ર=(પ્ર+પૌત્ર) દીકરાના દીકરાનો દીકરો
ખિલાફત=ખલીફાની ગાદી
બગદાદ=એશિઆઇ તુર્કસ્તાનમાં શહેર છે
વૃદ્ધિ=વધારો
ધર્માધ્યક્ષ=ધર્મનો ઉપરી
મુરબ્બી=આશરો આપનાર
દીનાર=એ નામનો એક જુનો રૂપાનો અઢી રૂપીઆની કિંમતનો સિક્કો
તાજુબી=નવાઈ
ખજાનચી=ખજાનાનો ઉપરી; ત્રિજોરર
દૃષ્ટિ=નજર
જનાનખાનું=બૈરાંને બેસવાની ઊઠવાની જગા; રણવાસ
દામ=નાણાં
સૂધ=ભાન; સમજ

## પાઠ ૪૧.

દેશાટન=દેશે દેશ ફરવું તે; મુસાફરી કરવી તે
શ્લોક=બે લીટીની સંસ્કૃત કવિતા
મિત્રતા=દોસ્તી; સોબત
આપવડાઇ=જાતની ખોટી મોટાઈ; પતરાજી
કષ્ટો=દુઃખો
વાંધો=હરકત; અડચણ
જાતહિંમત=પોતાની હિંમત
કૃતિ=કામ; કાર્ય
નિહાળવું=ધારીને જોવું
અપાર=પાર વગરની; ઘણીજ
મિઠાશ=મઝા; આનંદ
સ્મરણ=યાદદાસ્ત
ભાવ=પ્રીતિ
પુરતી=પુરેપુરી

## પાઠ ૪૨.

ખારીલાપણું=દુશ્મનાવટ
અવગુણ=દોષ
અર્થ=મતલબ; સાર
ઉદાર=મોટા મનનો
પ્રેમી=માયાળુ
નીચ=હલકા મનનો
દ્વેષી=કીનાખોર; અદેખો
ઉજળો=ખરો
ક્રૂરપણું=ઘાતકીપણું
દ્વેષ=અદેખાઇ; વેર
પ્રગટ થતી=શરૂ થતી
ઘોળાયા કરતો=મનમાં રમ્યા કરતો
ઘુંટાયા કરતો=ઓખાયા કરતો
લુણો=છો, ઈંટ, માટી વગેરેમાં જે ખારનો ભાગ જામે છે તે
ખારીલા=કીનાખોર; દ્વેષી
હૃદય=અંતઃકરણ; મન
ખાર=અદાવત; વેર
કાયમ=હમેશ
પ્રફુલ્લતા=આનંદથી ખીલવું તે
કૃત્ય=કામ; કાર્ય
સાધવામાં=પાર પાડવામાં
ફલાણો=અમુક

દૂષીલા=ખારીલા
ધિક્કાર=તિરસ્કાર
કોશળદેશ=હાલના બિહાર, અયોધ્યા તથા આગ્રા પ્રાંતો
ઘાતકી=ક્રૂર; નિર્દય
દુશ્મનાવટ=દુશ્મનાઈ
પ્રેમ=માયા; હેત
હજુરમાં=પોતાની પાસ
વીર=બહાદુર; યોદ્ધો
ભૂષણ=શણગાર

પાઠ ૪૩.

શાંતિભરી=ધીરજવાળી
કરિયાણું=તજ, લવેંગ, એલચી, મરી વગેરે
વખાર=જથાબંધ માલ રાખવાનું ઠેકાણું
છુટકો=ઇલાજ; ઉપાય
ધાસ્કો=એકદમ પડેલી ઉંડી ને ભારે ફીકર
મોગરો=દીવાની વાટની સળગતી ચીણગારી
જોત=સળગતી વાટ
રચ્યો=બનાવ્યો

સ્થિર=શાંત
ખાસ=ઘણી; બહુ
માર્ગ સૂઝી આવ્યો=ઉપાય જડયો.

પાઠ ૪૪.

હિત=ભલું
બાધર=બહેરો
સ્વાધિન=તાબે; વશ
સમ=સરખો; જેવો
સારૂં=મીઠું; મધુર
ગુંગ=ગુંગો; મુંગો
નીત=હંમેશાં
પરઉપકારી=પરોપકારી
ધીર=ધીરજવાળો
રણે=લડાઇમાં
નિર્ભય=નિડર; બીક વગરનો
ભારી=ઘણા
મનનો સુખી=સંતોષી
સ્તુતિ=વખાણ; તારીફ
ખતા=ઠોકર
પીઠપાછળ=ગેરહાજરીમાં
અનાદર=(અન+આદર) તિરસ્કાર; તુચ્છકાર.

કાળે=વખતે; સમયે
દશા=હાલત; અવસ્થા; સ્થિતિ
સહી=નક્કી; નિશ્ચય
હિતુ=ભલું ઇચ્છનાર; હિતેચ્છુ
શીખ=શિખામણ
ભાષણ=વાક્ય; બોલ
તોય=તોપણ
હિતકાર=ભલું કરનાર
છાની=ગુપ્ત; છુટી
સાચ=સાચો; ખરો
સ્નેહી=પ્રીતિવાળો
આમદાની=આવક; પેદાસ
સાવધ=હોંશિયાર
વહેવારે=વ્યવહારમાં; ખરી રીતે
શરમ=લાજ; [સહે
હોરી લે છે=ખમે છે
વારતા=વાત; શિખામણ
પતે=પતી જાય; મટે
ઘર મેળે=માંહોમાંહે
કાજી=ન્યાયાધીશ
કો=કોઇનું

| | | |
|---|---|---|
| સર્વથા=સર્વ પ્રકારે; બધી | ડોકી બાર ન કાઢવી= આગેવાન ન થવું | હાથ ઘાલવો=શરૂ કરવું |
| વૈરભાવ=દુશ્મનાવટ [રીતે | પુરૂં=સમાપ્ત; ખલાસ | વિચાર=અભિપ્રાય; મત |
| કથા=વાત | | આલવો=આપવો |

## કવિતાની સમજુતી.

ભલાને માટે કહીએ તે સાંભળે નહિ–મનમાં રાખે નહિ, તેને બહેરા જેવો જાણવો; જે માણસ ગુસ્સાને તાબે થાય–ગુસ્સો કરે, તેને આંધળા જેવો સમજવો. જે માણસ મધુરૂં બોલી જાણતો નથી તેને ગુંગા જેવો સમજવો. સારૂં માઠું નહિ સમજતો હોય તેને ઢોર સમજીને કાઢી મૂકવો. (૧) જે હંમેશાં પારકાનું ભલું કરનારો છે તેનેજ મોટો માણસ સમજવો. જે લડાઈમાં ઘણો નીડર છે; તેનેજ ધીરજવાળો માનવો. જે માણસ પૈસા, જુવાની ને ઉંમર પર ભરોસો રાખતો નથી તેનેજ ડાહ્યો ને સંતોષી સમજવો. (૨) આપણા વખાણ સાંભળીને ભોળાઈને છેતરાવું નહિ, કારણ કે મતલબને માટે લુચ્ચા લોકો ઘણું જુઠું બોલે છે. કોઇ આપણી બદબોઈ કરે તો તે સાંભળીને લડવું નહિ. કારણ કે નીચ માણસ હોય તે આપણી ગેરહાજરીમાં ભુંડું બોલે છે (૩) કોઇને ગરીબ જોઇને તેનો તિરસ્કાર કરવો નહિ. કારણ કે કોઇ વખતે આપણા પણ એવા હાલ નક્કી થાય. ભલું કરનાર માણસની શિખામણનું વાક્ય કડવું હોય છે ખરૂં, તોપણ તે ભલું કરનાર છે માટે તેમની સાથે દુશ્મનાઇ શા માટે કરવી ? મતલબ કે દુશ્મનાઇ કરવી નહિ. (૪) આપણી ગુપ્ત વાત હોય તે કોઇને વિશ્વાસ રાખી કહેવી નહિ. પણ આપણો ખરો પ્રીતિવાળો હોય તો તેને ભરોસે નક્કી કહેવી. લોકો ઉપજ અને ખર્ચ લખવામાં હોશિયાર રહે છે; પણ જે વહેવારમાં–આપલેના સંબંધમાં શરમ રાખે છે તે નુકસાન ખમે છે.

(૫) બાળકો પાસેથી પણ ડહાપણની શીખ લેવી. જ્યાં સુધી કજીઓ ઘેર મેળે પતે ત્યાં સુધી ન્યાયાધીશ પાસે જવું નહિ. મુએલા માણસનું નક્કી કોઇ દિવસ પણ જુઠું બોલો નહિ, કોઇની સાથે લડાઇ રાખવી નહિ અને કોઇની છાની વાતો ઉઘાડી પાડવી નહિ. (૬) ગળ્યું ખાવાને માટે જીભને ઘણો મહાવરો પાડવો નહિ મતલબ કે ગળ્યું ખાવાની ઘણી ટેવ રાખવી નહિ. બીજાનો કજીઓ માથે લેવાને આગેવાન થવું નહિ. એક કામ પૂરૂં થાય ત્યાર પછીજ બીજું કામ શરૂ કરવું; બે જણની વાતમાં ત્રીજા માણસે એટલે આપણે તરત અભિપ્રાય આપવો નહિ. (૭)

પાઠ ૪૫.

આશ્વિન=આસો
માવત=હાથીનો હાંકનાર
ખવાસ=હજુરીઓ ચાકર
ભાંડ=મશ્કરો
વાહન=બેસીને ફરવાનું સાધન; ગાડી, રથ, પાલખી વગેરે
અધીરા=ધીરજ વગરના
ઉમેદ=આશા
ભીડ=ગીરદી; ઠઠ
આશ્ચર્યકારક=નવાઇ જેવું
સુંદરીઓ=સ્ત્રીઓ
રમણિક=સુંદર
સ્પર્ધા=સરસાઇ; હરિફાઇ
ઉત્સવ=તહેવારનો દિવસ
ભરપુર=ભરેલા
હર્ષને બહાર જવાનો રસ્તો આપતા હતા=આનંદ દેખાડતા હતા
સવારી=વરઘોડા જેવું સરઘસ
વકરો=માલ વેચતાં ઉપજેલા પૈસા
પારણું=અપવાસ મૂકવો તે
અષ્ટખુણુ=(અષ્ટ×ખુણુ) આઠ ખુણાવાળો
બુરજો=ગઢી; નાના કિલ્લા
કીર્તિસ્તંભ=યાદગીરી રાખવા માટે ઉભો કરેલો ચણતરનો થાંભલો
રાસ=શ્રીકૃષ્ણ અને ગોપીઓની દાંડીઆ રમવાની ક્રીડા
ચોઘડીઆ=ચાર ચાર ઘડીએ દેવસ્થાનવગેરેમ ટકોરખાનું વાગે છે તે
નોબત=મોટું નગારૂં
શંખનાદ=શંખનો અવાજ
શય્યા=પથારી
સમક્ષ=રૂબરૂ; નજર આગળ
મંત્ર=દેવની સ્તુતિ સંબંધી શ્લોક

પાઠ ૪૬. ભાગ ૧લો,

જોડું=નરમાદા
પારધી=શિકારી; વાઘરી

લાગણી=દયાની અસર
સુઝયું=સમજ પડી
રામાયણ=રામને સીતાના સ્નેહ સંબંધી તથા સીતાને હરી જનાર રાવણની માઠી સ્થિતિ વિષેનું કાવ્ય
સુગ્રીવ=વાલી વાનરનો ભાઇ
હનુમાન=વાનર (એની ઉત્પત્તિ વિષે અંજની ની કથા જોવી)
અંગદ=વાલી વાનરનો પુત્ર. એ બૃહસ્પતિનો અવતાર હતો.
જાંબુવાન=રામને સહાય કરનાર રીંછ; એ વિષ્ણુના બગાસામાંથી ઉત્પન્ન થયો હતો.
વાનર=વાંદરાં
પત્તો=ઠામ
અશોક વન=બગીચાનું નામ છે
એંધાણી=નિશાની

સમાચાર=ખબર
અનુચર=(અનુ+ચર) સેવક; દાસ
પડાવ=મુકામ
વિષ્ટિ=સલાહનું કહેણુ
વિભિષણ=રાવણનો ભાઇ
સમાધાન=સલાહ
સલાહ=અભિપ્રાય
કુંભકર્ણ=રાવણનો ભાઇ
ઇંદ્રજીત=રાવણનો પુત્ર
પ્રવેશ કર્યો=દાખલ થયો
અયોધ્યા=રામનું રાજ-નગર
ભરત=રામનો ભાઇ; કૈકેયીનો પુત્ર
ગર્ભવંતી=દહાડાવાળી
જોડકા=સાથે જન્મેલા બે બાળક
અશ્વમેધ=બધા રાજાઓ પર જીત મેળવીને કરવામાં આવતો યજ્ઞ
પતિપત્ની=ધણી ધણિઆણી
રાજાનાધર્મ=રાજાનીફરજ

**પાઠ ૪૬. ભાગ ૨ જો**

ભરતકુળ=ભરત રાજાનો વંશ
હસ્તિનાપુર=દિલ્હીની ઉત્તરે ૬૦ માઇલ પર પાંડવ કૌરવની રાજ-ધાનીનું શહેર હતું તે
ધર્મનો અવતાર=ધર્માત્મા
ગદા=આંકડાના ફૂલના ઘાટનું લોઢાનું ભારે હથિયાર
બાણાવળી=તીર મારવામાં હોશિયાર
કૌરવ=કુરૂના વંશના ધૃતરાષ્ટ્રના છોકરા
નિષ્ફળ=નકામો; ફોકટ
સ્વયંવર=કન્યાએ પોતે વર પસંદ કરી પરણવું તે
મચ્છવેધ=ઉંચા ટાંગેલા માછલાને નીચે પાણીમાં તેનો પડછાયો જોઇ બાણ મારી તેની આંખ વીંધવી તે.

વરમાળ=કન્યા પોતે પસંદ કરેલા વરને જે માળા પહેરાવે તે
ઇંદ્રપ્રસ્થ=જુની દિલ્હી (એ જમના નદીપર હતી.)
રાજસૂય=એ નામનો રાજાએ કરવાનો યજ્ઞ
જુગટું=જુગાર
શકુનિ=ગાન્ધાર—કંદહાર નો રાજા; દુર્યોધનનો મામો
મહાભારત=પાંડવ કૌરવના યુદ્ધનું પુસ્તક
દ્રોણાચાર્ય=અશ્વત્થામાના પિતા; પાંડવકૌરવના ગુરુ
રૂધિર=લોહી
ભિષ્મપિતામહ=શંતનુના ગંગાથી ઉત્પન્ન થએલા પુત્ર
વર્ણાશ્રમ=(વર્ણ+આશ્રમ) =ચાર વર્ણ ને ચાર આશ્રમ
સ્ત્રીધર્મ=સ્ત્રીની ફરજ
સ્વરૂપ=ખરું રૂપ

પાઠ ૪૭.

અંગકસરત=શરીરને કસવું તે
નર્યા=નિરોગી
જ્ઞાનતંતુ=મગજને ખબર પહોંચાડનાર તાંતણા
ચલનવલન=હાલચાલ
ઉત્સાહ=ઉમંગ
ઢીલા=કમજોર
કંતાઇ=નવાઈ
ગળી જાય=સુકાઇ જાય
જુઠા=અશક્ત; નકામા
સત્તા=જોર
બોજારૂપ=ભારે
ત્વરા=ઝડપ
પોષણ=પુષ્ટિ; બળ
શરીર હલકું ફૂલ થાય= જાગૃતિ આવે
કલેજું=પેટમાંનો જમણી તરફનો એક ભાગ
બરોળ=પેટમાં ડાબી બાજુની ગાંઠ; તલ્લી
ગુરદા=મૂત્રપિંડો; પેડુમાં રહેલી પિશાબની ગાંઠો

મંદ=કમતાકાત; કમજોર
પુષ્ટિ=જોર
દસ્ત=ઝાડો
ખુલાસે=સાફ
અપચો=અજીરણ
કબજીઆત=ઝાડાનું રોકાણ
નિરર્થક=નકામા
ધોડા=તરંગો; ખોટા બુટ્ટા
ધસધસાટ=જોઇએ તેવી
નિરુદ્યમી=ઉદ્યમ વગરના
વીતે=ખમવું પડે
ચહેરો=શીકલ
લાલી=લાલાશ; તેજ
વદન=મુખ; મોં
નિસ્તેજ=(નિસ્+તેજ) ફીકું; તેજ વગરનું
પથારીવશ=પથારીમાંથી ન ઉઠાય એવો માંદો
તાલીમબાજ=પહેલવાન
મગદળ=હાથ કસરતનું એક સાધન
બનેટી=બેછેડે ગટ્ટાવાળી કસરતમાં વપરાતી લાંબી લાકડી

દંડ=બે હાથ ને બે પગ જમીન સાથે ટેકી શરીર ઉંચું નીચું કરવાની કસરત
વિનોદ=આનંદ; રમત ગમત
નજર બેસે છે=ધ્યાન ચોંટે છે
સંજોગ=વખત
આંખ મીચીને=વગર વિચારે

પાઠ ૪૮.

કાક=કાગડા
પપૈયા=ચાતક; બપૈયા
ઝંખે=જોવાને તલપે
પીયુ પીયુ=પાણી પાણી
વડશાખા=વડની ડાળીઓ; વડના ફાંટા
ટૌકાર=મધુર અવાજ
ઢેલ=મોરની માદા
વીણે=ચાટે
પલાશ=ખાખર
કોયલડી=કોયલ
ટહુકે=ટહુકાર કરે
સ્વર ઝીણે=ઝીણા રાગથી
મંદ=ધીમો
સુવાસિત=(સુ+વાસ+ઈત) સારી વાસવાળો; સુગંધીદાર
ટાણે=વખતે
અક્રૂર=શ્રીકૃષ્ણના કાકા ને ભકત
ભોર=મળસકું; સવાર
નરસઈયાનો સ્વામી=શ્રી કૃષ્ણ ભગવાન
વિણ=વિના; વગર
શોર=અવાજ
જહારે=જ્યારે
ખટ=છ
સાધુ=જ્ઞાની
પરહરી=છોડી
સમરવા=યાદ કરવા
શ્રીહરિ=શ્રીકૃષ્ણ
જોગીઆ=જોગી
જોગ=પરમેશ્વર સાથે મન જોડવું તે
ભોગ=વિલાસ; મોજ
સદગ્રંથ બાંધવા=સારી કવિતા રચવી
પતિવ્રતા=ધણીના હુકમમાં રહેનારી
કંથ=સ્વામી
ચિત્ત ધરવું=મનમાં લાવવું
મર્મ=ભેદ; છુપું કારણ; ઉંડો અર્થ
અવતરે=જન્મે

સવાર પડી એમ સમજીને પક્ષીઓ જાગ્યાં; ત્યાં કાગડા કા કા કરે છે, બપૈયા પક્ષી તો પીયુ પીયુ (વરસાદ) જોવાને તલપે છે, વડની ડાળીઓ પર સુડા કૈં કૈં કરે છે. (ટેક) મોર પીછાં ઉંચાં ને પહોળાં કરીને ટીહુક ટીહુક બોલે છે, તે વખતે તેની આંખમાંથી આંસુ પડે છે. તે ઢેલ ઝીલે છે; તેથી તેને ગર્ભ રહે છે. ખાખરના ઝાડપર શોભિતા

પોપટ બોલે છે, અને કોયલ ઝીણા સ્વરથી ટોકા કરે છે. ( ટેક ) વાછરડાં ભાં ભાં શબ્દ બોલે, તે સાંભળી ગાયો બાં બાં શબ્દ બોલે મતલબ કે બરાડે. ઠંડો સુગંધીદાર પવન ધીમો વાય છે તે લુગડાં ઉરાડીને હાલે છે. ( ટેક ) તે વખતે સવાર પડી ગઇ એમ સમજીને અક્રૂર જાગ્યા. પણ નરસઇંયાના સ્વામી—શ્રી કૃષ્ણ ભગવાન સિવાય કોઇ જાણતું નથી કે ગોપીઓનો સાદ છે. ( ટેક )

## પ્રભાતીઉં

જ્યારે પાછલી છ ઘડી રાત રહે ત્યારે સાધુ પુરુષે ઉંઘને છોડી દઇને ઊઠવું અને પરમેશ્વરનું સ્મરણ કરવું, અને તું એક છે, તું એક છે એમ બોલાવું. ( ટેક ) જોગીઆ હોય તેમણે પરમેશ્વર સાથે મન જોડવું અને સંસારીઓએ ઉપભોગ છોડી દેવો. જે વેદીઆ હોય તેમણે ઇશ્વરી જ્ઞાન વિચારવું. જે વૈષ્ણવ હોય તેમણે શ્રીકૃષ્ણનું ભજન કરવું. (ટેક) સારા કવિ હોય તેમણે સારી કવિતા બનાવવી. અને જે દાતાર હોય તેમણે પુણ્ય કરવું. સતી સ્ત્રીએ ધણીને પૂછવું અને ધણી કહે તે પ્રમાણે ચાલવું. (ટેક) આપણે આપણી ફરજો બજાવવી અને કામનો ઝીણો વિચાર કરી જોવો; નરસિંહના સ્વામીનું શ્રી કૃષ્ણ ભગવાનનું પ્રીતથી સ્મરણ કરે તો પુરુષ અથવા બૈરીને બીજો જન્મ લેવો પડે નહિ મતલબ કે મોક્ષ પામે. (ટેક)

### પાઠ ૪૯.

પરોપકાર=(પર+ઉપકાર) પારકાનું ભલું કરવું તે
પુણ્ય=ધર્મનું કામ
પાપ=અધર્મનું કામ
ઇત્યાદિ=વગેરે
અનહદ=ઘણોજ
બેહદ=હદ વગરનું; અત્યંત
વિદ્યાલય=ભણવાનું ઠેકાણું
રૂચે=ગમે; પસંદ પડે
ભલમનસાઇ=ભલાઇ
લોકોપકાર=લોક+(ઉપકાર) =લોકોનું ભલું
વૃત્તિ=ઇચ્છા

મરણ શય્યા=મરણપથારી
ભારે=મુશ્કેલીવાળા
ગજું=શક્તિ
ઘસાવું=ખરચવું
સાંકડું મન=ખખિલાઇ
દાખલો=દૃષ્ટાંત; ઉદાહરણ
લોક કલ્યાણનો માંડવો
રચે=પરોપકાર કરે
અહિત=નુકસાન; માઠું

પાઠ ૫૦.

તાપસી=તપઆચરતીસ્ત્રી
ભગવતી=પવિત્ર સ્ત્રી
આત્રેયી=અત્રિ ઋષિની સ્ત્રી
પાવન થાઉં છુ=પવિત્ર થાઉં છું.
દંડકારણ્ય=નર્મદા અને ગોદાવરી વચ્ચેના પ્રદેશમાં આવેલાં જંગલો
પ્રવાસ=મુસાફરી
વિઘ્ન=હરકત; અડચણ
કાળજાં હરે છે=મન સંતોષ પામે છે
સંસ્કાર=નામપાડવું, વાળ ઉતરાવવા, જનોઇ દેવી વગેરે ધર્મ ક્રિયાઓ
ગ્રહણ કરવે=સમજવે
વિમળ=સ્વચ્છ; નિર્મળ
સુબિંબ=સારૂં પ્રતિબિંબ
વજ્રપાત=વજ્રનું પડવું તે
અરૂંધતિ=વસિષ્ઠની સ્ત્રી (એ સપ્ત ઋષિની સેવામાં હંમેશ રહે છે)
ઋષ્યશૃંગ=શૃંગીમુનિ; દશરથનો જમાઇ
સુની=ખાલી
વજ્ર=ઈંદ્રનું હથિયાર
કોમળા=કોમળ
મહાત્મા=મોટા પુરુષ
વાસંતી=વનદેવીનું નામ છે
અગસ્ત્ય=ઋષિનું નામ; વરૂણ ને ઉર્વશીના પુત્ર
વાલ્મિકી=એ નામના ઋષિ; રામાયણના કર્તા
ગુરુજી તો બુદ્ધિમાન ને કોઇ એ બંનેને એ-
કજ રીતે શીખવે છે, ગુણીને સમજવાની શક્તિ આપતા નથી. તેમજ કોઇની કોઇ દિવસ ઓછી પણ કરતા નથી; તો પણ પરિણામે મોટો ફેર જરૂર નજરે પડે છે. જેમ સ્વચ્છ મણિમાં જેવું સારૂં પ્રતિબિંબ પડે છે, તેવું ઠીકરામાં પડતું નથી, તેમ બુદ્ધિમાન અને જડમાં મોટો ફેર પડે છે.

વજ્રથી પણ ઘણા કઠણ અને ફૂલથી પણ ઘણા કોમળ એવા મહા પુરુષના મનને અહા! કોણ જાણી શકે? મતલબ કે કોઇ જાણી શકે નહિ.

પાઠ ૫૧.

પંચાંગ=ટીપણું; જેમાંથી તિથિ, વાર, તારીખ,

નક્ષત્ર, યોગ, કરણ;
વગેરે માલમ પડે છે તે
શક=વર્ષ; સાલ
વિક્રમ=ઉજ્જૈનનો પરમાર વંશનો રાજા
શાલિવાહન=પૈઠણ નગરીનો રાજા
હીજરીસાલ=મહંમદ પેગંબર મક્કેથી મદીને ગયા ત્યારથી ગણાતું મુસલમાની વર્ષ
પારસી સાલ=યઝદેજરદી વર્ષ
સંવત=વિક્રમનું વર્ષ
પૈઠણ=ગોદાવરી નદીને કાંઠે શહેર છે
વેતાળ=ભૂતની એક જાત; પિશાચનો રાજા
અભિષેક=નવા રાજાને ગાદીએ બેસાડતી વેળા દૂધ, પાણી વગેરેની ધારા મંત્રો બોલીને કરવામાં આવે છે તે

પાઠ ૫૨.

સદાકાળ=હમેશાં
રસ્યું=ગીલીટ ચઢાવ્યું
લહેર=ખુમારી
ભંગડ=ભાંગ પીનાર
ઝાંઝ=રીસ; ચીડ
ભાલો=એક શસ્ત્ર; વાંસની અંદર બેસાડેલું લોઢાનું ફળું.
ઘૂમરાટ=ઘુમાટા
ઢાલ=બચાવ કરનારું ઢાંકણા જેવું હથિયાર
નાદાની=બેવકુફી
તરછોડી=ધિક્કારી
પરાણે=બળાત્કારે
દલીલ=કારણ; સબબ

પાઠ ૫૩.

બારોટ=ભાટની એક જાત
પસાયતું=ઇનામમાં આપેલી જમીન
ઉર્મિ=એકાએક જે ઇચ્છા થઇ આવે તે
સંવાદ=સવાલ જવાબ; વાદવિવાદ

ભોજ સમોવડ ભૂપ=ભોજ રાજા જેવો મોટો; વિદ્યોત્તેજક
સમોવડ=સરખો; જેવો
ઉત્તેજન=આશ્રય; મદદ
ઉર્દુ=મુસલમાની
સિંહાસન બત્રીસી=બત્રીસ પુતળીઓએ કહેલી વાત
કડી=કવિતામાંનો સાર ચાર અથવા બબ્બે ચરણનો ભાગ
કથે=કહે
સુડાબોતેરી=પોપટે કહેલી ૭૨ વારતા
બધાથી સમજી શકાય તેવી ભાષા, કવિતાની તૂક ને બધાથી સમજી શકાય તેવી વાત, વિવેક અને શિખામણ કહે તેજ એક કવિ
રંજન=ખૂશી
રસ=લહેજત
પરદુઃખભંજન=( પર+દુઃખ+ભંજન) પારકાનું

| | | |
|---|---|---|
| દુઃખ દૂર કરનાર | ક્રૂર=ઘાતકી | ક્ષેમ=આરોગ્ય; કુશળ; કલ્યાણ |
| છપ્પા=છ ચરણની કવિતા | જખમ=ઘા | પાણો=પત્થર |
| **પાઠ ૫૪.** | કળ=કળતર | સામ્ય=બરોબરી; સરખાપણું |
| નિર્દોષ=બીનગુનેગાર | ચણજો=બનાવજો | સત્તા=અમલ |
| હસ્ત=હાથ | ઉપવન=વાડી | |
| ફાળ=ધાસ્કો | કુદરતી=ઈશ્વરી;સ્વાભાવિક | |

## કવિતાની સમજુતી.

નિર્દોષ પંખીડાંની ઉપર પથરો ફેંકતા તો ફેંકી દીધો પણ અરરર ! તે તો છૂટયો તેથી મનમાં ધાસ્કો પડયો. અરેરે તે પથરો તેના શરીર પર લાગ્યો કે તરતજ શ્વાસ બંધ થઈ જતાંમાં પાંખ ઢીલી–કમતાકાત થવાથી તે ઝાડ પરથી નીચે પડી ગયું. (૧) જેને મેં પાળ્યું તે આ મારાજ હાથથી તરફડીને મરે છે, એમ જાણી ધડકતે દીલે તેના પર પાણી છાટયુ; તોપણ તે ઉડી શક્યું નહિ અરે ! પણ ઘાતકી હાથે શરીરને જખમ કરેલો તે ક્યાંથી ઊઠે ? ઓહો એનું છેક કોમળ હૃદય તેથી તે ક્યાંથી ઊઠે ? (૨) પણ અરેરે જો દુઃખ નરમ પડયું ને આંખ તો ઊઘડી પણ એ મરી જશે કે જીવશે તે કોણ જાણી શકે ? પણ આહાહા ! ફરીથી આ વાડીનાં મીઠાં ફળો ખાવાને તેમજ ફરીથી મીઠાં–મનગમતા ગીત ગાવાને જીવ્યું. (૩)

અરે પંખીડાં સુખેથી કંઇ ગીત બનાવજો, અને ગાજો. શા માટે મારાથી બીને આ રમત છોડી દઇને ઊડો છો ! પાસે જેવી ગાય ચરતી હતી તેવોજ હું પામર પ્રાણી છું. નહિ, નહિ, કોઇ દિવસ પણ તમારા શરીરને હું નુકસાન કરીશ નહિ. (૧) મેં માળીને તમારા તરફ કંઈ પણ ફેંકવાની મના કરી છે, મારી વાડી સર્વ પંખીડાંને માટે

ખુલ્લી છે. પણ માણસોથી બીવાની તમને પક્ષીઓને કુદરતી આદત મળેલી છે, અને તમાંજ તમે બધાંએ કલ્યાણ માન્યું તો મારાથી પણ ભલે બીતાં (૨) ઊડો તો અહા! કોઇ ઘાતકી માણસોનો નકી ડર છે. તમારા તરફ પથરો ફેંકવો એ તો માણસોની રમત છે, કુદરતના સરખાપણાની સમજ ભૂલી જઇને નિર્દય માણસો તમારા પર આવી સત્તા ભોગવે છે. તેથી હું દુઃખી છું મતલબ કે દીલગીર થાઉં છું. (૩)

**પાઠ ૫૫.**

પ્રતિષ્ઠા=આબરૂ; માન
મહાજન=મોટા માણસ, લોકનું ટોળું
ડાઘુ=બાળવા જનાર; સ્મશાને જતા માણસ
રાજદ્વાર=રાજ કચેરી
સંભાષણ=વાતચીત; વાદવિવાદ
વિવાદ=સામસામા સવાલ જવાબ
સત્પુરૂષ=સારા માણસ
ગામ ભેગા કરૂં=ગામમાં દાખલ કરૂં.
દીર્ઘસૂત્રી=કામમાં ઢીલ કરનાર; લાંબા તાંતણાવાળી; સુતરફેણી
વાંકવાળી=ગુણમાં આડી; આકારમાં વાંકી
આચમન=જમણી હથેલીમાં થોડું પાણી લઇ પી જવું તે
ભણ્યા પણ ગણ્યા નહિ =વિદ્યા શીખ્યા પણ અનુભવમાં મૂકતા આવડી નહિ
વિદાય કીધા=વળાવ્યા

**પાઠ ૫૬.**

હજરત=ઉંચો દરજ્જો ધરાવનાર; મુસલમાનને બોલાવવામાં વપરાતો માન ભરેલો શબ્દ
ઇસ્લામ=આસ્થા
મૂર્તિપૂજક=મૂર્તિ+પૂજક) મૂર્તિ પૂજનાર
શ્રીમંત=( શ્રી+મંત )= પૈસાદાર
પ્રેમાળ=(પ્રેમ+આળ)= હેતવાળો; માયાળુ
પુનર્લગ્ન=(પુનર=બીજી વાર+લગ્ન)=ફરીથી પરણવું તે
કાષ્ટપાષાણ=લાકડા ને પત્થર
નિયંતા=ચલાવનાર
અનાદિ=(અન્=નહિ+ આદિ=શરૂઆત) જેની શરૂઆત નથી તે
ખુદા=પરમેશ્વર
પરિપક્વ=પાકા
વહી=જીબ્રાઇલ ફરેસ્તા; ખુદા તરફથી જે સંદેશા લાવેલા તે

**અનુયાયી**=સાથે અથવા પછવાડે ચાલનાર; સેવક; શિષ્ય
તુચ્છકારી=ધિક્કારી
સહનશીલતા=ખામોશ
સદુપદેશ=(સદ્+ઉપદેશ) =સારી શિખામણ
વજનદાર=વક્કરવાળા
અગ્રેસર=(અગ્ર+સર=જનાર)=મુખી; આગેવાન
પ્રસાદિક=કૃપા ભરેલી
નિષ્કામ=સ્વાર્થ વિનાનો
ધાટ=ઉપાય
પ્રપંચ=કાવતરૂં
નિરૂપાયે=નાઇલાજે
પર્યંત=સુધી
પ્રસાર=ફેલાવો
ધર્મોપદેશ=ધર્મનો બોધ
સુરાપાન=દારૂ પીવો તે
સામાજિક=સમાજ–જનમંડળને લગતી
સિરિઆ=એશિઆઇ તુર્કસ્તાનના એશિઆ–માઇનારની દક્ષિણમાં પ્રાંત
ઇસ્તંબુલ=યુરોપી તુર્કસ્તાનની રાજધાનીનું શહેર છે.
જાહોજલાલી=આબાદી; દબદબો
ક્ષણભંગુર=પલકમાં નાશ થાય એવો; નાશવંત
કુરાન=મુસલમાની ધર્મ-પુસ્તક; મહમંદ પેગંબર સાહેબની આજ્ઞા ને વચનોના સંગ્રહનું પુસ્તક

**સવાલ**—ઈ. સ. ૫૭૧, ૬૦૯ ૬૨૨ ને ૬૩૧ માં શું બનાવ બન્યો? પેગંબર સાહેબને મક્કાથી મદીને જવાનું કારણ શું? મહંમદ પેગંબર સાહેબે કયો ધર્મ ચલાવ્યો? એ ધર્મ માનનારા દુનિયામાં હાલ કેટલા માણસ છે? મહંમદ પેગંબર સાહેબે શું ઉપદેશ કીધો? અરબસ્તાન, ઇરાન, સ્પેન, મક્કા, મદીના, ઇસ્તંબુલ, બસરા નકશામાં બતાવો.

**પાઠ ૫૭.**

ગ્રહણ કરવું=સ્વીકારવું; કબુલ કરવું
દસ્તુર=પારસીના ધર્મગુરુ
અહુરમઝદ=પારસી ધર્મ પુસ્તકમાં કહેલા પૃથ્વીના પેદા કરનાર અને પાલન કરનારનું નામ
કસ્તી=પારસીની જનોઇ
સદરો=ટૂંકી બાંહીનું મોટું પહેરણ
ધૂપ=સુગંધી ધુમાડો
અર્પણ=આપવું
લગ્નવિધિ=લગ્નક્રિયા
અગિઆરી=(સં)

(અગ્ન્યાગાર ઉપરથી) (અગ્નિ=દેવતા+આગાર =સ્થળ)=આતશ બહેરામ પૂજવાની જગા; પારસીઓનું દેવળ. એમાં પવિત્ર અગ્નિ એટલે આતશ રાખવામાં આવે છે.
મોબેદ=પારસીના ગોર

**સવાલ**—પારસીઓનો મૂળ દેશ કયો? શા માટે ઇરાન છોડવું પડયું? દીવ બંદરથી પારસીઓ ક્યાં ક્યાં ગયા? પારસીઓનો ધર્મ સમજાવો. પારસીઓનું ઠેકાણું કયું છે ને તે ક્યાં છે?

**પાઠ ૫૮.**

ગીઝની=અફગાનિસ્તાનનું મુખ્ય શહેર.
ટક્કર લેવાનો=સામો થવાનો
ઉર્ફે=બીજે નામે; અથવા
પાણીપત=કુરૂક્ષેત્ર(હાલ ત્યાં નાનું ગામ છે તે પાનપત નામથી ઓળખાય છે)
થાણેશ્વર=જમના નદીપર પંજાબમાં શહેર છે
ભંગાણ=તૂટ; નાસાનાસ
મિટ્ટી દાણાદાર=તદ્દન પાયમાલી
મિટ્ટિ દાણાદાણ કરી નાખી=તદ્દન પાયમાલ કરી નાખ્યા; ઘણીજ નઠારી દુઃખદાયક સ્થિતિમાં આણ્યા
ઘવાયો=ઘાયલ થયો
લાહોર=રાવી નદી પર પંજાબનું મુખ્ય શહેર છે. એમાં ગવર્નર રહે છે
મનમાં ખટકા કરતી=મનમાં ભૂલાતી નહિ; વારંવાર યાદ આવતી
હરણ કરવું=બળાત્કારે લઇ લેવું
બેદીલ=ખુશ નહિ
તુચ્છકારી=ધિક્કારી
જંગ=જબરી લડાઇ
બખતર=લોઢાની જાળીવાળો અંગરખો
આશ્રિત=આસરો મેળવી રહેનાર
શબ્દવેધ=શબ્દ ક્યાંથી આવે છે તે પારખી નિશાન તાકીને છોડવામાં આવે છે તે

**સવાલ**—મહમંદ ગીઝની ક્યાંનો પાદશાહ? એણે હિંદપર કેટલી સ્વારી કરી? સ્વારી કરવાનો હેતુ શો હતો? પૃથુરાજને ઓળખાવો.

ઈ. સ. ૧૧૯૧ ને ૧૧૯૩ માં શું બનાવ બન્યો ? મહંમદ ઘોરીએ હિંદુસ્તાન પર સ્વારી કરી ત્યારે રજપુતોના ક્યાં ક્યાં મુખ્ય રાજ્યો હતાં ?

**પાઠ ૫૯.**

જડ=મૂળ
યશસ્વી=કીર્તિમંત નામાંકિત
બેશક=(બે+શક)=નક્કી
તેજસ્વી=પ્રકાશિત
હેરાનગતિ=દુઃખ
લખાણ=લેખ; દસ્તાવેજ
તગાવી=સરકારે ખેડુતોને ધીરેલાં નાણાં
દસ્તાવેજ=લેખ; લખાણ
બંધ=પાણીનું રોકાણ કરવાને બાંધેલા પુસ્તા
મદ્રેસા=પાઠશાળા; વિદ્યાલય
સરા=વટેમાર્ગુઓને ઉતરવાની જગા; ધર્મશાળા
પડતર=પડી રહેલી
ખેડાણ=ખેતી
બીનરોજગારી=(બીન=વિના+રોજગાર+ઈ) નિરુદ્યમી
દયાભાવ=રહેમદીલી; દયાની લાગણી
કનડતો=હેરાનકરતો
કાબેલ=હોશિયાર;પ્રવીણ

**સવાલ**—તઘખલ વંશ ક્યાંથી ક્યાં સુધી કેટલા વર્ષ ચાલ્યો ? ફિરોજશાહની મા રજપુતાણી હતી છતાં તેણે મુસલમાન સાથે પરણવનું શા માટે કબુલ કર્યું ? ફિરોજશાહનાં લોકોપયોગી કામ ગણાવો.

**પાઠ ૬૦.**

તૈમુર=સમરકંદનો મોગલ પાદશાહ
પક્ષ=તરફેણ
ખુનરેજી=કતલ
સમરકંદ=રૂશિઆઇ તાર્તારીમાં શહેર છે એમાં તૈમુરની કબર છે.
અસ્તવ્યસ્ત=છિન્નભિન્ન
અતિશયોક્તિ=હોય તેના કરતાં અતિશય વધારીને કહેવું તે
દરમિઆન=અરસામાં; વચમાંના વખતમાં
કૂચકરવી=લશ્કરનો મુકામ ઉઠાવી આગળ જવું
મીરત=એ આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતમાં લશ્કરી છાવણીનું શહેર છે
હરદ્વાર=ગંગા નદી પર જાત્રાનું ધામ છે
અરાજ્ય=(અ+રાજ્ય)=રાજા વગરનું અંધેર

**સવાલ**— ઇ. સ. ૧૩૯૪ ને ૧૩૯૮ માં શું બનાવ બન્યો ? તૈમુરની ટુંકી હકીકત કહો.

**પાઠ ૬૧.**

યુદ્ધનીતિ=લડાઇ કરવાની રીત
રાજનીતિ=રાજ ચલાવવાની રીત
અકબર=બાબરનો પૌત્ર; હુમાયુનો પુત્ર. એનો જન્મ ઉમરકોટમાં ઇ.સ. ૧૫૪૨ માં થયો હતો
ઠેરઠેર=ઠામઠામ
પઠાણ=મુસલમાનની એક જાત છે.
અલગ=આઘા
બેદીલી=નાખુશી
કાયમ=અચળ
રાજ્યાધિકાર=રાજસત્તા
લગામ=દોર; સત્તા
આચકો ખાવો=પાછા હઠવું
સન્માન=સત્કાર
ધર્મમંદિર=દહેરૂં; દેવસ્થાન
દીર્ઘદૃષ્ટિ=લાંબી નજર
ઝનુની=ઉશ્કેરાયલા
જિજીયાવેરો=માથાવેરો; માણસદીઠ વેરો
કાયસ્થ=હિંદુની એક જાત
મહેસુલ ખાતું=જમાબંધી ખાતું
આઇની અકબરી=અકબરના કાયદાનું પુસ્તક
અબુલફજલ=અકબરનો વડો પ્રધાન
વિધવાવિવાહ=પુનર્લગ્ન
થાળે પડયું=શાંત પડયું; અંધેર મટયું
અનુપમ=જે બીજા કોઇની સાથે સરખાવી ન શકાય તે; સર્વોત્તમ
મીર અદલ=મુખ્ય ન્યાયાધીશ
કાજી=કુરાન પ્રમાણે ઇન્સાફ કરનાર

**સવાલ**—અકબરની કાર્કિદીનું વર્ણન કરો. અકબરે કયા કયા પ્રાંતો જીત્યા ? અકબરે કયા કયા સુધારા દાખલ કર્યા ?

**પાઠ ૬૨.**

હલદીઘાટ=અરવલી પર્વતનું મેદાન
તુર્ક=મુસલમાનની એક જાત
ભેટો=મેળાપ; મુલાકાત
દેહરક્ષક=શરીરનો બચાવ કરનાર
વારસ=મરણ પછીનો હકદાર
ઉન્મત્ત=તોફાની
કતલ=કાપાકાપી
જખમ=ઘા
એકત્ર=એકઠા [વખત
અણીનો વખત=બારીક

જમાવ=ભીડ; ટોળું
દાખવી=બતાવી
ગ્વાલિઅર=મધ્ય હિંદ એજન્સિમાંસિંધીઆની રાજધાનીનું શહેર છે
પદભ્રષ્ટ=(પદ+ભ્રષ્ટ)=ગાદી પરથી ઉઠાડી મૂકેલો
રણભૂમિ=લડાઈની જગા
સર્વત્ર=બધે
તંગ=ઘોડાનો બંધ
પુઠળ ફરી=પાછળ ફરી
ચબુતરો=ચોતરો

**સવાલ**—પ્રતાપની બહાદુરીનું વર્ણન કરો.

## પાઠ ૬૩.

સર ટામસ રો=જહાંગીરના રાજ્યમાં ઇંગ્લાંડથી આવેલો પ્રતિનિધિ
છૂટથી=મરજી મુજબ
જહાંગીર=(જહાં=દુનિયા+ગીર=જીતનાર)=દુનિયા જીતનાર; સલીમ
કોલકરાર=સરતપટા; કરારનામું
આગતાસ્વાગતા=પરોણાચાકરી
જડતી=તપાસ
માનમરતબો=આબરૂ અને મોટાઇ
ગણના=ગણતરી
બરાનપુર=તાપી નદીને કાંઠે મુસલમાનની વસ્તીનું શહેર છે. અહીંના શેલાં ને સાલ્લા વખણાય છે.
ચિતોડ=મેવાડની જુની રાજધાનીનું શહેર છે
અજમેર=રજપુતસ્તાનામાં શહેર છે.
બંદોબસ્ત પડી ભાંગવા માંડ્યો=ગેરબંદોબસ્ત થવા લાગ્યો
ઇજારો=કંટ્રાક્ટ
ઘરવટ=પોતીકાવટ; ભાઇચારો
ઠઠ્ઠા મશ્કરી=ટોળ ટપ્પા
સારા=અંતઃકરણવાળો=શુદ્ધ મનનો
તુલા=એક પલ્લામાં પુરુષ ને બીજામાં કિંમતી ધાતુ કે જવાહીર મૂકી કરવાની ધર્મ ક્રિયા
કનાતો=તંબુની કપડાની ભીંત
ખટપટ=કપટ; પ્રપંચ
નુરજહાં=(નૂર=તેજ જહાં=દુનિયા)=દુનિયાનું તેજ: એવું નામ પાડવાનું કારણ એ કે એ ઘણીજ ખૂબસુરત હતી; જહાંગીરની બેગમ
ફરમાન=હુકમ

**સવાલ**—સર ટામસ રોને ઓળખાવો. સર ટામસ રોએ જહાંગીરના રાજ્ય વિષે શું લખ્યું છે ?

પાઠ ૬૪.

મયુરાસન=(મયુર=મોર +આસન=બેઠક) મોરના આકારની બેઠક; તખ્તે તાઉસ. એમાં હીરા, માણેક, મોતી વગેરે રત્નો જડાવ્યાં હતાં તેની કિંમત ટેવર્નિઅર નામના યુરોપી ઝવેરીએ સાડા છ કરોડની કરી હતી
ભવ્ય=મોટું ને સુંદર
રાજચિહ્ન=રાજા તરીકેની નિશાની
દિવાની=લેણદેણ સંબંધી
ફોજદારી=ચોરી, ખૂન, મારામારી સંબંધી
એલચી=વકીલ
હાજરી=તપાસ
તખ્તે તાઉસ=મયુરાસન
ગજ=લોઢાનો સળીઓ
ચોકૂલીઆં=ચાર ફૂલ
ભાથા=તીર રાખવાની કોથળીઓ
ઝાલર=ઝૂલતી કોર; ઝૂલ
તાજમહેલ=મહેલનું નામ છે. આ મહેલ શાહજહાંએ પોતાની બેગમ મુમતાજ બેગમની યાદગીરી માટે આગ્રામાં બંધાવ્યો હતો. એના જેવી સુંદર ઇમારત દુનિયામાં બીજી એકે નથી.
વેનિસ=ઇટાલીમાં આડ્રિઆટિક સમુદ્ર પર બંદર છે.

**સવાલ**—શાહજહાંને ઓળખાવો. ટેવર્નિઅરે શાહજહાં પાદશાહની જાહોજલાલીનું વર્ણન કર્યું છે તે પરથી આપણને શું ભાન થાય છે? મયુરાસન અને તાજમહેલ વિષે જે જાણતા હો તે લખો. મયુરાસન કોણ લઈ ગયું?

પાઠ ૬૫.

શિવાજી=મરાઠી રાજ્યનો સ્થાપનાર શાહજી ભોંસલેનો પુત્ર, એનો જન્મ પુના પાસેના જુન્નર ગામમાં ૧૬૨૭માં થયો હતો.
ઔરંગઝેબ=શાહજહાંનો ત્રીજો પુત્ર; આલમગીર
ઝનુન=જુસ્સો; આવેશ
વિષમ=ઉલટાં; નઠારાં
કુમક=મદદ; આશરો
ધક્કો=હાનિ; નુકસાન
પ્રસંગ=ઓળખાણ
વિજાપુર=દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતમાં શહેર છે
રસ=ઉમંગ; મઝા
ઉંડા=ઘણોજ

છુટકારો=છુટકો
ઉત્કંઠા=ઇચ્છા; મરજી
અહમદનગર=મહારાષ્ટ્રમાં સીના નદી પર શહેર છે
છાપો મારી=હલ્લો કરી
કિલ્લેદારો=કિલ્લાની ચોકી કરનારાઓ
વિષ્ટિ- સલાહનું કહેણ
બાબુલ=દરવાજો
બાબુલ મક્કા=મક્કાનો દરવાજો; સુરત
ચુસ્ત=આગ્રહથી વળગી રહેનાર
સર કર્યા=તાબે કર્યા
ધર્માંધ=(ધર્મ+અંધ) ધર્મના આચાર વિચારમાં ઘણોજ આગ્રહી
નજરકેદ=આસન કેદ
કટ્ટો=ખરો; પાકો
અણવિશ્વાસ=અપતીજ ભરોસો નહિ તે.
મંત્રી મંડળ=પ્રધાન મંડળ
નિષ્ઠા=આસ્થા; શ્રદ્ધા
વિગ્રહ=લડાઇ; ઝઘડો

**સવાલ**—મરેઠી રાજ્ય સ્થાપનાર કોણ? શિવાજી દિલ્હીથી કેવી યુક્તિ કરી નાસી ગયો? શિવાજીનું ટુંક વૃત્તાંત લખો.

### પાઠ ૬૬.

ઘન=નક્કર
શોધ=તપાસ
ઉપગ્રહ=નાનો ગ્રહ; મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો ગ્રહ
નરી=એકલી; ખુલ્લી
ગતિ=શક્તિ
ધરી=પૃથ્વીના મધ્ય બિંદુમાં થઇને ઉત્તર દક્ષિણ જે કલ્પિત રેખા જાય છે તે
કક્ષા=ગ્રહોને સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ
દુરબીન=આઘેથી વસ્તુ જોવાનું કાચનું યંત્ર
સૂર્યમાળા=સૂર્ય; નાના મોટા ગ્રહો, તેમના ચંદ્રો, ખરતા તારા અને ધુમકેતુઓ મળી થએલું મંડળ

**સવાલ**—સૂર્યની આસપાસ કોણ ફરે છે? સૂર્યમાં કેટલી ગરમી છે? સૂર્ય જે પદાર્થોને ગરમી તથા તેજ આપે છે તે પદાર્થો કેવાં રૂપનાં હોય છે? ગ્રહ એટલે શું? ગ્રહ શાથી ઓળખાય છે? બધા મળી મુખ્ય ગ્રહો કેટલા છે અને તે કયા કયા? સૂર્યથી પૃથ્વી કેટલી દૂર છે? દુરબીનની મદદથી કયા ગ્રહો શોધી કાઢયા છે? કયા

ગ્રહનું તેજ વધારે છે ? કયા કયા ગ્રહોને ચંદ્રો છે અને તે કેટકેટલા છે ? બધા ગ્રહોમાં સૌથી નાનો ગ્રહ કયો છે ? મુખ્ય ગ્રહ સિવાય બીજા નાના કેટલા ગ્રહો છે અને તેઓ ક્યાં છે ? ગ્રહોને કેટલી ગતિ છે અને તે કઇ કઇ ? ગ્રહો કઇ દિશામાંથી કઈ દિશામાં ફરે છે ? સૂર્યની આસપાસ ગ્રહને ફરવાના માર્ગને શું કહે છે ? બુધ અને નેપ્ચ્યુન કોની આસપાસ ફરે છે ? ગ્રહો તથા ચંદ્રોને પોતાનુંજ તેજ છે કે નહિ ? અને નથી તો શાથી પ્રકાશે છે ? કલકત્તાના સંગ્રહસ્થાનમાં કેવા તારા રાખ્યા છે ? ખરતા તારા કોની આસપાસ ફરે છે ? તેમનો ફરવાનો કાળ કહો. સૂર્યમાળા એટલે શું ?

## પાઠ ૬૭.

ધ્રુવનો તારો=સ્થિર તેજનો તારો

તેજસ્વી=પ્રકાશિત

મર્યાદા=હદ; સીમા

ક્ષિતિજ=જે ઠેકાણે આકાસ ને પૃથ્વી મળી ગએલાં દેખાય તે જગા

ગોળાર્દ્ધ=અર્ધગોળ

નક્ષત્ર=તારામંડળ; નક્ષત્ર ૨૭ છે.

ઝૂમખા=જથા

સપ્તર્ષિ=સાત તારાનું મંડળ

લુબ્ધક=અતિ તેજસ્વી તારો

ધ્રુવ=જે કલ્પેલી ધરી ઉપર પશ્ચિમથી પૂર્વ તરફ પૃથ્વી ફરે છે તે ધરીનો ઉત્તર દક્ષિણ છેડો.

આકાશગંગા=રાતે આકાશમાં પ્રકાશની ધોળી પટી દેખાય છે તે

ધુમસ=ધુમાડા જેવી વરાળ

**સવાલ**—તારા અને ગ્રહનો તફાવત કહો, ક્ષિતિજ એટલે શું તે સમજાવો. તારાઓ કઈ દિશામાંથી કઈ દિશામાં જાય છે ? ધ્રુવ તારા કેટલી જાતના છે ? દક્ષિણ ધ્રુવ તારો આપણને કેમ દેખાતો નથી ? અસલના લોકોએ તારાને ઓળખવા માટે શું કીધું ? ધ્રુવનો તારો શોધી કાઢવાની સહેલી રીત કહો. તારાના વર્ગ શા આધારે પાડયા છે ? છેક પહેલા વર્ગમાં અતિ તેજસ્વી તારો કયો છે ? તારાના રંગ કેવા

હોય છે ? નરી આંખે ક્યા નક્ષત્રો દેખી શકાય છે ? છેક પાસેનો તારો કેટલો દૂર છે ? આકાશગંગા એટલે શું તે સમજાવો.

પાઠ ૬૮.

અક્ષાંશ=વિષુવવૃત્તથી ઉત્તર કે દક્ષિણમાં કોઇ જગાનું જે અંતર તે

રેખાંશ=કોઇ મુકરર કરેલાં રેખાંશવૃત્તથી પૂર્વ પશ્ચિમમાં કોઇ જગાનું જે અંતર તે

બિંદુ=ઝીણું ટપકું

પ્રત=નકલ

કલ્પના=અટકળ; ધારણા

વિષુવવૃત્ત=પૃથ્વીના ગોળાપર મધ્યભાગે, જે પૂર્વ પશ્ચિમ ફરતી આડી લીટી દોરેલી હોય છે તે

અક્ષાંશવૃત્ત=વિષુવવૃત્તથી સરખે અંતરે ઉત્તર દક્ષિણ જે આડી લીટીઓ દોરેલી હોય તે

વર્તુલ=ગોળ

રેખાંશવૃત્ત=વિષુવવૃત્તને કાટખુણે છેદીને બંને ધ્રુવમાં થઇને જાય એવું મહદ્ વર્તુળ

**સવાલ**—કોઇપણ બિંદુ સપાટીના ક્યા ભાગમાં છે તે આકૃતિ કાઢી સમજાવો. નકશામાં આડી ઉભી લીટીઓ શા માટે દોરેલી હોય છે ? એક નકશા ઉપરથી બીજો પાડવાનો સુગમ ઉપાય કહો. ગોળાપર નકશો પાડવાની રીત સમજાવો વિષુવવૃત્ત, અક્ષાંશવૃત્ત, અક્ષાંશ અને રેખાંશ ઓછામાં ઓછા કેટલા હોય છે ? અક્ષાંશના પ્રકાર કેટલા છે અને તે ક્યા ક્યા ? પૃથ્વીના ગોળા પર અમદાવાદ કયે સ્થળે છે એ નક્કી કરવામાં કઇ કઇ બાબતો જાણવી જોઇએ ? રેખાંશ અને રેખાંશવૃત્તની વ્યાખ્યા કહો. રેખાંશ કેટલી જાતના છે ને તે ક્યા ક્યા ? સૂર્યનો પ્રકાશ દર કલાકે કેટલો આગળ વધે છે અને તે તમે શાથી જાણ્યું ? અમદાવાદ અને મુંબઇમાં સૂર્ય ક્યારે ઉગે છે એ આપણે બરાબર જાણતા હોઇએ તો એ બે જગા વચ્ચે કેટલા રેખાંશનું અંતર છે તે શી રીતે જાણી શકાય ? અક્ષાંશ અને રેખાંશનો ઉપયોગ કહો.

| પાઠ ૬૯. | તોફાન | પેઠે કુંડાળા કરતો : |
|---|---|---|
| ત્રાંસો=તિરકસ | આંધી=જે પવનથી આ- | જોરમાં છુટેલો પવન |
| નિયમિત=મુકરર | કાશ ધૂળ વડે છવાઇ | વ્યાપારવાયુ=વેપારને |
| મોન્સુન=મોસમ : | જાય તે પવન | માટે અનુકૂળ આવે |
| વાવાઝોડું=પવનનું | વંટોળીઓ=ભમરાની | એવો પવન |

**સવાલ**—ધુમાડો સીધો ન જતાં ત્રાંસો જાય છે, આગ લાગે ત્યારે પવન છૂટે છે તેનું કારણ શું તે સમજાવો. સૂર્યના તાપથી પવન ઉત્પન્ન થાય છે તે દાખલો આપી સમજાવો. દરિયા કિનારે રોજ નિયમિત વા કેટલા પ્રકારનો વાય છે? જમીન તપે છે તેટલું પાણી તપતું નથી તેનું કારણ શું? સમુદ્ર તરફથી જમીન તરફ અને જમીન તરફથી સમુદ્ર તરફ વા કયે વખતે વાય છે. અને તેનું કારણ સમજાવો. વ્યાપારવાયુ વિષુવવૃત્તથી ઉત્તર તથા દક્ષિણમાં કેટલા અક્ષાંશ સુધી વાય છે અને તેનું કારણ કહો. મોન્સુન વા ક્યા ક્યા દેશોમાં વાય છે? હિંદુસ્તાનમાં ઘણો તાપ ક્યારે પડે છે અને તે પડવાનું કારણ સમજાવો. હિંદુસ્તાનમાં વરસાદ ક્યા ખુણામાંથી આવે છે અને તે ખુણામાંથી આવવાનું કારણ સમજાવો. અનેક જાતના વા ઉત્પન્ન થવાનું કારણ શું અને તે વા ક્યા ક્યા તે કહો.

| પાઠ ૭૦. | કાંકરા; મરડીઆ કાંકરા | બખોલ=ગુફા |
|---|---|---|
| રંદો=લાકડું=સાફ કર- | રેતાળ=રેતીના પત્થરની | ગેરસપ્પા=કાનડા જિલ્લા |
| વાનું હથિયાર | બનેલી; રેતીવાળી | ના હોનાવર તાલુકામાં |
| કદ=આકાર | નદીનું પાત્ર=નદીને વહે- | ગામ છે ત્યાંથી ૧૮ મૈલ |
| મુરમ=એક જાતના | વાનો માર્ગ | છેટે કોડકણી ગામ |

| | |
|---|---|
| પાસે આ ધોધ છે | +અંશ=ભાગ) મુખ્ય |
| સારાંશ=(સાર=મતલબ | મતલબ |

**સવાલ**—પૃથ્વીપર ક્યા ક્યા રંદા હંમેશા ફર્યા કરે છે કે જેથી જમીન ઘસાઈ જાય છે? ખડકનો ભુકો શી રીતે બને છે તે સમજાવો. ચુનાના પત્થર તથા આરસપહાણ જલદી શા કારણથી ઘસાઈ જાય છે? જમીન, ખડક, અને ડુંગરા શાથી ઘસાઈ જાય છે? રેતાળ, ધોળી અને રાતી જમીન થવાનું કારણ કહો. મુંબાઈ ઈલાકામાં લાલ માટી ક્યાં ઘણી જોવામાં આવે છે? રેતી શી રીતે બને છે? નદીના પાણીમાં જમીન ખોદવાની શકિત શા કારણથી વધારે છે? મુંબઇ ઇલાકામાં ક્યા ક્યા પ્રખ્યાત ધોધ છે? સમુદ્રમાં ખડક શી રીતે બનતા હશે?

**પાઠ ૭૧.**

ભૂતળ=દેશની સપાટી, નદી, નાળાં, પર્વતો વગેરે સંબંધી હકીકત

ભૂતળ રચના=દેશની સપાટીપરની તથા નદી, નાળા, પર્વતો, વગેરેની જે રચના તે.

હિમાલય=( હિમ=બરફ +આલય=ઠેકાણું )= બરફનું ઠેકાણું

નદ=મોટી નદી

રણ=રેતીનું મેદાન

ખાળે=અટકાવે

અટકાવ=રોકાણ

સમધાત=મધ્યમસર; ઘણી ગરમ તેમજ ઘણી ઠંડી નહિ એવી.

માફકસર=જોઇએ તેવી

સાહસિક=હિંમતવાન

કદાવર=શરીરે પુષ્ટ

ભિનાશ=ભેજ; શરદી

ભિન્ન ભિન્ન=જુદી જુદી

કસ=રસ

કમજોર=નબળા

ખાનપાન=ખોરાક ને પાણી

નળિએરી=નળીઆના

પ્રમાણ=માપ

**સવાલ**—હિંદુસ્તાનની લંબાઈ પહોળાઇ ક્યાંથી ક્યાં સુધી કેટલી છે? દુનિયામાં સૌથી ઉંચો પર્વત કયો છે? હિમાલય નામ પડવાનું કારણ શું? હિંદુસ્તાનમાં ઉંચા પર્વતોની હાર ગણાવો.

હિંદુસ્તાનમાં મોટામાં મોટી નદી, રણ અને જંગલો ક્યાં છે અને તે ક્યાં ક્યાં છે? હિંદુસ્તાનમાં તાપ વધારે પડવાનું કારણ કહો. ઉત્તરના ઠંડા ને સુકા પવનને કોણ અટકાવે છે? દક્ષિણના ગરમ અને ભેજવાળા પવનને એવો અટકાવ છે કે નહિ? કોકણમાં વરસાદ વધારે અને ઘાટની પેલી તરફ ઓછો થવાનું કારણ શું? ગરમી ક્યાં ઓછી લાગે? કોઇ પણ પ્રદેશની હવા જાણવા માટે ક્યા ચાર કારણો ધ્યાનમાં રાખવાં? ગુજરાતના દક્ષિણ ભાગની હવા તથા તેની લોકો પર કેવી અસર છે તે કહો. ઉત્તર ગુજરાત, સિંધ અને રજપુસ્તાનની હવા તથા તેની લોકપર અસર કહો. પશ્ચિમઘાટ, મદ્રાસ ઇલાકો, બંગાળા પ્રાંત, મધ્યહિંદ અને પંજાબની ભૂતળ રચના તથા તેની લોકપર શી અસર છે તે કહો. જુદા જુદા ભાગોની હવા જુદી જુદી છે તેથી ત્યાંના લોકોમાં શી બાબતમાં ફેર છે તે કહો અને તે ફેરફાર ગણાવો.

પાઠ ૭૨.

વહેવારના=આવવા જવાના

અમલ=સત્તા; રાજ

લોઢાની સડક=રેલ્વે

ગવર્નરજનરલ=વાઇસરોય

ખુલ્લો મુકાએલો છે=વપરાશમાં આવે છે

પેશાવર=વાયવ્ય સરહદ પ્રાંતનું મુખ્ય શહેર એ મોટું લશ્કરી અને વેપારી મથક

ખૈબર ઘાટને નાકે આવેલું છે.

અનુક્રમે=એક પછી એક

દર=ભાવ

ઉપલાણે=ઉપલી બાજુએ

**સવાલ**—હિંદુસ્તાનમાં વહેવારના મુખ્ય કેટલા રસ્તા છે, અને તે ક્યા ક્યા? કઇ કઇ કેટલી મોટી સડકો ક્યાંથી નીકળી ક્યાં મોટા શહેરમાં જાય છે તે કહો. હિંદુસ્તાનમાં લોઢાની સડક ક્યા સનમાં નંખાઇ અને તે ક્યાંથી ક્યાં સુધી નંખાઇ અને તે વખતે ગવર્નર જનરલ કોણ હતા? હાલ કેટલા માઇલની રેલ્વે થઈ છે? મુંબઇથી

પેશાવર, દિલ્હી અને મદ્રાસ કેટલા કેટલા દૂર છે? આગગાડીને રસ્તે ઉપલા શહેરોમાં જતાં કેટલા દિવસ લાગે? સાદી સડકની મુસાફરી કરતાં આગગાડીની મુસાફરીમાં શા શા ફાયદા છે તે કહો. હિંદુસ્તાનના પશ્ચિમ તથા પૂર્વ કિનારાનાં મોટાં બંદરો ગણાવો. કરાંચી અને રંગુન વચ્ચે સમુદ્ર વાટે કેટલા માઇલનું અંતર છે? હિંદુસ્તાનની કઇ કઇ મોટી નદીઓમાં આગબોટ તથા વહાણો જઇ શકે છે? કોચીન, ત્રાવણકોર અને મલબાર કાંઠાની થડમાં કેવાં સરોવર છે?

**પાઠ ૭૩.**

પરમસ્નેહી=ઘણીજ પ્રીતિવાળા
રા. રા. રાજમાન રાજશ્રી
નમસ્કાર=પ્રણામ
વિશેષ=બીજું; વધારામાં
સુખરૂપ=સહીસલામત; વગર અડચણે
જહાજો=મોટા વહાણો
ડક્કો=માલ ચઢાવવા ઉતારવા માટે બાંધેલો લાકડાનો ઘાટ
વેરાન=ઉજ્જડ; વસ્તી વગરનો
કાથો=નાળિએરની છાલ
માંડવી=કચ્છ પ્રાંતમાં બંદર છે અહીંઆ દીવાદાંડી છે.
પોરબંદર=સુદામાપુરી; એ કાઠિઆવાડમાં બંદર છે.
પ્રસિદ્ધ=જાણીતા
આયાત=પરદેશથી આવતો માલ
નિકાસ=બીજે દેશ જતો માલ
ગણતરી=હિસાબ
ઉથલપાથલ=આપ લે
અનુકૂળ=માફક
પોર્ટુગલ=યુરોપ ખંડની પશ્ચિમમાં દેશ છે
ઇમારતી કાટ=ઇમારત બાંધવામાં વાપરવામાં આવતું લાકડું
કોચીન=મદ્રાસ ઇલાકામાં દેશી રાજ્ય છે.
મિતિ=તિથિ

**સવાલ**—કરાંચી, માંડવી, પોરબંદર, મુંબાઇ, રત્નાગિરિ, ગોવા, કારવાડ, માંગલોર અને કોચીન એ શું છે અને ક્યાં છે અને ત્યાંથી કયો કયો માલ આયાત તથા નિકાસ થાય છે તે કહો. કરાંચીથી

કોલંબો જતાં રસ્તે ક્યાં ક્યાં બંદરો આવે તે અનુક્રમે ગણાવો.

**પાઠ ૭૪.**

રંગુન=બ્રહ્મદેશનું મુખ્ય શહેર ઇરાવદી નદી પર છે
અર્થે=વાસ્તે: માટે
સિંકોના=એ નામનું ઝાડ છે. એની છાલમાંથી ક્વીનાઇન બને છે.
માફક=અનુકૂળ
બાળ=ફાંટા
પોંડેચરી=મદ્રાસ ઇલાકામાં ફ્રેંચની રાજધાનીનું શહેર છે
કમાવેલાં=પકવેલાં
છાછરું=ઘણો ઊંડો નહિ તે
નેગાપટ્ટણ, મછલીપટ્ટણ
વિજાગાપટ્ટણ=મદ્રાસ ઇલાકામાં કોરોમંડળ કાંઠા પર બંદર છે.
ગંજામ=મદ્રાસ ઇલાકામાં બંદર છે
ભાઠું=નદીકાંઠાની રેતાળ જમીન
ચિતેગામ, આકિઆબ=બ્રહ્મદેશના પશ્ચિમ કિનારા પર બંદર છે
ખનીજ તેલ=જમીનમાંથી નીકળતું તેલ, જેમકે કેરોસીન તેલ
ચિલ્કા=મદ્રાસ ઇલાકામાં ખારા પાણીનું સરોવર છે
તેજી=માલની આવ જા ઘણી થાય તે

**સવાલ**—કોલંબોમાં બધાં દેશની આગબોટો શા માટે આવતી હશે? કોલંબોનો આયાત તથા નિકાસ માલ કહો. પોંડેચરી કોને તાબે છે અને તેમાં શેનાં કારખાનાં છે? મછલીપટ્ટણનો નિકાસ માલ કહો. વિજાગાપટ્ટણથી કયો કયો માલ નિકાસ તથા આયાત થાય છે? ચિલ્કા શું છે, ક્યાં છે અને શાને માટે પ્રખ્યાત છે? કલકત્તા નામ પાડવાનું કારણ શું? ચિત્તેગામ, આકિઆબ બંદર ક્યાં છે, અને ત્યાં કયો માલ નિકાસ તથા આયાત થાય છે, તથા શું વધારે પાકે છે, અને એની હવા કોના જેવી છે? રંગુન ક્યાં છે, શું છે અને અહીંથી કયો માલ નિકાસ થાય છે?

**પાઠ ૭૫.**

વહીવટ=કારભાર
સંસ્થાન=દેશી રાજાનું રાજ્ય
ક્ષેત્રફળ=ક્ષેત્રનો વિસ્તાર
પ્રતિનિધિ=બીજા તરફથી

| | | |
|---|---|---|
| કામ કરનાર; એજંટ: મુખ્ત્યાર | હાઇકોર્ટ=મોટી અદાલત | ઇંડિઆ ઑફિસ=હિંદની કચેરી |
| સેક્રેટરી=કારભારી | નિમણુંક=ગોઠવણ | વાઇસરોય=રાજાને બદલે નિમાયલો અધિકારી |
| સંયુકત=જોડાએલા | મંજુરી=પરવાનગી | |
| | હસ્તક=તાબે; હાથમાં | |

**સવાલ**—હિંદુસ્તાનમાં નાનાં મોટાં સંસ્થાનો કેટલાં છે ? બ્રિટિશ હિંદુસ્તાનના પ્રાંતો શા માટે કર્યા છે ? બ્રિટિશ હિંદુસ્તાનના પ્રાંતોનાં નામ દો, સર્વથી મોટાં દેશી રાજ્યો ગણાવો. હિંદુસ્તાનનો મુખ્ય અધિકારી કોણ અને તેની નિમણુક કોણ કરે છે ? વાઇસરોયને મદદ કરનારી સભામાં કેટલા સભાસદો હોય છે ? અને દરેક સભાસદો ક્યા ક્યા ખાતાપર દેખરેખ રાખે છે ? ક્યા ક્યા કામ પર ગવર્નર જનરલ પોતે દેખરેખ રાખે છે ? દરેક ખાતાનું કામ કરવા માટે ક્યા અધિકારીઓ નિમેલા છે અને તે કોના તાબામાં રહી કામ કરે છે ? ગવર્નર, મુખ્ય કમિશનરો અને રેસિડંટો, બ્રિટિશ હિંદુસ્તાનના ક્યા ક્યા ભાગ પર છે ? મુખ્ય કમિશનરોને કઇ સત્તા નથી ? શહેનશાહના પ્રધાનની સત્તા નીચે ક્યાં ક્યાં કામો છે ? હિંદના વજીરની ઑફિસ ક્યાં છે અને તે ઑફિસને શું કહે છે ? ભૂગોળના જવાબ માટે જુઓ,

# હિંદુસ્તાનનીસા૦ભૂગોળનીપ્રશ્નોત્તરમાળા.

**પાઠ ૭૬.**

| | | |
|---|---|---|
| વાતાવરણ=(વાત=વા+આવરણ=ઢાંકણ) પૃથ્વીની આજુબાજુ વીંટાયલો વા | ગળે નહિ ઉતરે=મગજમાં નહિ ઠસે | માર્ગ |
| | પરપોટા=પાણીમાં વાને લીધે ઉઠી આવતા ફુક્કા | વાયુશોષક=વા ખેંચી લેનાર |
| | અવકાશ=ખાલી જગા; | સિદ્ધ=સાબીત; નક્કી |
| | | દળ=કદ; જાડાઇ |

| | | |
|---|---|---|
| ટન=૨૦ હંડ્રેવેટ | પ્રાણવાયુ=ઓક્સિજન | જન મળવાથી થએલો |
| ઠામ=વાસણ | કાર્બોનિકએસિડગ્યાસ= | વાયુ; એ ઝેરી છે. |
| અવસ્થા સ્થિતિ; હાલત | કાર્બોન અને ઓક્સિ- | |

**સવાલ**—હવા વિષે શું જાણો છો? વાતાવરણ એટલે શું તે સમજાઓ. ખાલી વાસણમાં શું હોય છે? હવા હોય તો તે સાબિત કરી બતાવો. હવામાં ભાર છે એ વાત શાથી સાબિત કરી શકશો? આપણા દરેકના માથાપર વાતાવરણનો કેટલો ભાર છે, એટલો ભાર છતાં આપણે ચુંદાઇ જતા નથી તેનું કારણ શું? હવા કેવો પદાર્થ કહેવાય? હવા ઘન નથી, તેમજ પ્રવાહી નથી તે સમજાવો. હવામાં મુખ્ય ક્યા ક્યા એ વા છે? દીવો દેવતા બળવાને શ્વાસ લેવાને કયો વા ઉપયોગી છે? ઓકસિજન જો વધારે ઉપયોગી છે તો તેમાં બીજો વાયુ શા માટે ભેળ્યો છે? કોલગ્યાસ એટલે શું અને તે શી રીતે ઉત્પન્ન કરી શકાય?

| | | |
|---|---|---|
| **પાઠ ૭૭.** | પડઘો=સામો અવાજ | ધડો=દાખલો |
| અનુરૂપ=આબેહુબ; નકલે નકલ | ઘોર=અવાજ; ધ્વનિ | તોછડાઇ=હલકાઇ; અવિવેક |
| અડખે પડખે=આજુ બાજુમાં | પડઘમ=એક વાજીંત્ર | સભ્યતા=સલુકાઇ; વિવેક |
| ખુંદી વળ્યો=ફરી વળ્યો | પ્રતિધ્વનિ=(પ્રતિ+ધ્વનિ) સામો અવાજ; પડઘો | જડ=નિર્જીવ |
| | | અદબ=માન; વિવેક |

**સવાલ**—પડઘો એટલે શું? પડઘો શી રીતે થાય છે તે પ્રયોગથી સમજાવો. પડઘા ઉપરથી આપણે શું શિખામણ લેવી?

**સમજુતી**—દુનિયામાં જડ વસ્તુ પણ આબેહુબ જવાબ આપે છે, કે ગરીબ હોય અથવા રાજા હોય તોપણ તેઓ જેવું બોલે તેવુંજ સાંભળે.

**પાઠ ૭૮.**

જુનાં જમાનાનો=અસલી વિચારનો

ગોદી=વહાણને લાંગરવાની જગા; બાંધેલી ખાડી

અજાયબ=તાજુબ

ડામર=ખનીજટાર; જાડું કાળું પેટ્રોલ્યમ

તરંગ=તર્ક; બુટ્ટા

ગાઢનિદ્રા=ભરઊંઘ

વિચિત્ર=નવાઇ જેવી

બીજોયુગ=ત્રેતાયુગ, યુગ ચાર છે સત્ય, ત્રેતા દ્વાપર, કળિ

ફર્ન=નેતરના જેવો ભેજવાળી જમીનમાં થતો છોડ

છાંદી લઈ=બંધ કરી

ટાર=કોલસામાંથી નીકળતો પ્રવાહી ડામર

કોલસાવાયુ=કોલગ્યાસ; જેના દીવા થાય છે તે ગ્યાસ

કાળાંતરે=વખત જતાં

ખાણીઆ=ખાણમાં કામકરનાર મજુર

ધાડ=આફત

**સવાલ**—ખનીજ કોલસો શું શું ઉપયોગમાં આવે છે? કોલસા શી રીતે બન્યા હશે? કોલગ્યાસ શી રીતે બનાવે છે? ખનીજ અને સાધારણ કોલસાનો મુકાબલો કરો.

**પાઠ ૭૯.**

ટગરટગર=એકી નજરે; ધારી ધારીને

ચકલી=ચાવી

સેર=પાણીની ઉંચે ઉડતી ઝીણી ધાર

સવેળા=વેળાસર

**સવાલ**—લવજી, એ ફુવારો ઉંચે ઉડે છે એ કેવી રીતે છોકરાને સમજાવ્યું તે તમે કહો. પાણીના કયા ગુણને આધારે ફુવારો ઉડે છે?

**પાઠ ૮૦.**

પારો=એક જાતની સફેદ રંગની પ્રવાહી ધાતુ. એ ઠંડા મુલકમાં ઘન રૂપે હોય છે.

ગરમીમાપક યંત્ર=ગરમી માપવાનું યંત્ર; થર્મામીટર

હિમબિંદુ=એ બિંદુપર પારો આવે ત્યારે પાણી ઠરી જાય છે.

ઘટ=જાડો

એકત્ર=એકઠા

વિસ્તાર પામે=ફેલાય

આંકો=નિશાન

માગ=અવકાશ

**સવાલ**—પારો શું છે ? પારાનું રૂપ કેવું છે ? પાણીથી કેટલા ગણો ભારે છે ? એક વાસણમાંથી બીજા વાસણોમાં કયા ગુણને લીધે રેડી શકાય છે ? હરકોઇ વસ્તુપર ગરમી અને ઠંડીની શી અસર થાય છે ? પાણી ઉપર ગરમી અને ઠંડીની એકજ અસર થાય છે કે જુદી જુદી ? થર્મોમિટરમાં પાણી ન ભરતાં પારો ભરવાનાં ખાસ કારણ સમજાવો. થર્મોમિટરની કૃતિ સમજાવો. થર્મોમિટરમાં પારો શી રીતે ભરે છે ? હિમબિંદુ ને ઉકળતા પાણીનું બિંદુ શી રીતે નક્કી કરે છે ? થર્મોમિટર યંત્ર કેટલી જાતના છે, અને તેમાં ફેર શું છે, તથા એ શું ઉપયોગમાં આવે છે ? (થર્મોમિટર યંત્ર ત્રણ જાતના છે) સેન્ટીગ્રેડ; ફારનહાઇટ, અને રોમર, સેન્ટીગ્રેડમાં ૦ થી ૧૦૦; ફારનહાઇટમાં ૦ થી ૩૨, અને ૩૨ થી ૨૧૨; રોમરમાં ૦ થી ૮૦ અંશ હોય છે. ફારનફાઇટ વધારે ઉપયોગી છે; કારણ કે હિમબિંદુ કરતાં ઓછી ગરમી એનાથી માપી શકાય છે.

| | | |
|---|---|---|
| પાઠ ૮૧. | દાંડા=હાથા | બંબો=પાણી ઉંચું ઉડા- |
| સ્પષ્ટ=ખુલ્લું | પડદો=પડ; આંતરો | લાગ=તક [વાનો સંચો |

**સવાલ**—નીચેની હવાના દબાણથી પાણી નીચે પડતું નથી તે પ્રયોગથી સાબીત કરો. પાણી ભરેલા શીસામાંથી હવા શોષી લઇએ છીએ ત્યારે પાણી શા કારણથી મોંમાં આવે છે તે સમજાવો. પાચ-કારી ને બંબાની રચનામાં શું તફાવત છે ?

| | | |
|---|---|---|
| પાઠ ૮૨. | બેશ=સારો | સ્તંભ=કાચની નળીમાંની |
| ઉપયોગ=વાપર | ઇટાલિ યુરોપખંડની | પારાની ઉભી દાંડી |
| વાયુભારમાપકયંત્ર=વાનું | દક્ષિણમાં દેશ છે | સંભવ=આશા; ભરોસો |
| દબાણ જાણવાનો સાંચો | પ્રત્યેક=(પ્રતિ+એક)=દરેક | ચેતવણી=અગમચેતી: |

| સૂચના | ગૂઢ=અઘરો | અનુમાન=અટકળ; |
| --- | --- | --- |
| કોશીષ=યત્ન; મહેનત | પ્રવીણ=માહીતગાર | ધારણા |

**સવાલ—**હવાના દબાણનો ઉપયોગ બંબાના કામમાં થાય છે કે બીજા કોઇ કામમાં થાય છે? કયા નિયમને આધારે વાયુભારમાપક યંત્રો બનાવ્યા છે? વાયુભારમાપક યંત્રની બનાવટ કહો. જેમ ઉંચે જઇએ તેમ હવાનું દબાણ ઓછું થવાનું કારણ કહો. સમુદ્રની સપાટીએ પારો કેટલા ઇંચની ઉંચાઇએ હોય છે? કેટલા ફુટની ઉંચાઇએ પારો એક ઇંચ હેઠે ઉતરે છે? વાયુભારમાપક યંત્રથી વરસાદ ક્યારે થશે અથવા તો તોફાન ક્યારે થશે એ જણાવાનું કારણ સમજાવો. આપણા હિંદુસ્તાનમાં વાયુભારમાપક યંત્રમાં થતા ફેરફારની નોંધ ક્યાં રાખવામાં આવે છે તેથી શો લાભ છે? પારાનો ઉપયોગ કયા કયા કામમાં થાય છે? બેરોમિટરમાંનો તમામ પારો નીચે ઉતરી ન પડતાં પારાની સપાટીથી ૩૦ ઇંચની ઉંચાઇએ રહેવાનું કારણ શું?

| પાઠ ૮૩. | ફૂલમણી=ફૂલના ગોટાનું ઢાંકણું; પુષ્પકોશ | બીજનરાય=બીજ+આ શ્રય)=બીજને રહેવાનું |
| --- | --- | --- |
| એકદળ=દાળ વગરના | વજ્રપત્ર=ફૂલના ઢાંકણાના નાનાં પાંદડાં | દાંડી=ડીંટું [ઠેકાણું |
| દ્વિદળ=બે દાળવાળા | | |
| આડકતરાં=વાંકાચુંકાં | લાગુ=બંધ બેસતો | રેસા=તાંતણા; તાર |

**સવાલ—**વનસ્પતિના મુખ્ય કેટલા વર્ગ પાડી શકાય અને તે કયા કયા તે દાખલા આપી સમજાવો. ફૂલવાળી વનસ્પતિના કેટલા ભાગ પડે છે અને તે કયા કયા? એકદળ અને દ્વિદળ વનસ્પતિનાં બીમાંજ ફેર છે કે બીજા કશામાં ફેર છે? મૂળ, થડ ઉપરથી એકદળાનું કે દ્વિદળાનું શી રીતે જાણી શકાય? એકદળ અને દ્વિદળ વનસ્પતિના થડમાં શો તફાવત હોય છે? બંનેનાં પાંદડાંમાં શો ફેર છે? એ બંને વન-

સ્પતિના ફૂલમાં શો ફેર છે? એકદળ અને દ્વિદળ વનસ્પતિના મૂળ, થડ, પાંદડાં, ફૂલ અને ફળનો તફાવત ગણાવો. એકદળ અને દ્વિદળ વનસ્પતિના દાખલા આપો.

**પાઠ ૮૪.**

વજ્ર=ફૂલનું ઢાંકણ
પુષ્પકોશ=પાંખડીવાળો ભાગ; ફૂલમણી
ઢાંકણું=પડ; અસ્તર
કેસર=તંતુ; તાંતણા
ખાંચ=ખોભાણું
પરાગકોશ=પરાગનો જથ્થો.
સમાંતર=(સમ+અંતર) =સરખે અંતરે
આતુરતા=ઉમેદ; ઇચ્છા; મરજી
સંયોગ=(સં=સાથે+યોગ =જોડાવું)=મેળાપ; ભેગા થવું તે

**સવાલ**—ફૂલમાં ક્યાં બે ઢાંકણ છે? સ્ત્રીકેસર અને પુંકેસરને અવયવનાં ઇંદ્રિયો શા માટે ગણવાં? પુંકેસરમાં ક્યા ક્યા બે ભાગ છે? પરાગકોશની રચના સમજાવો. સ્ત્રીકેસરના કેટલા ભાગ હોય છે અને તે ક્યા ક્યા? બધાં ફૂલમાં સ્ત્રીકેસર અને પુંકેસર હોય છે? પુંકેસર-માંથી સ્ત્રીકેસરમાં પરાગ લાવવામાં કોણ કોણ મદદ કરે છે? પરાગની રજકણને કેટલાં ઢાંકણ હોય છે. અને તે ક્યા ક્યા? બીજાશયમાં શું ભરેલું છે? બીજાંડમાં શું હોય છે? ફળ શાથી બંધાય છે? બીજાશય પાકો થતાં તેનું શું થાય છે? ડીંડાનું શું થાય છે અને તે ક્યાં રહે છે? બીજને રોપવાથી શું થાય છે?

**પાઠ ૮૫.**

અપુષ્પ=(અ=નહિ+પુષ્પ =ફૂલ) ફૂલ વગરની; અદળ
મુખ્યત્વે=ઘણું કરીને
પરિપક્વ=પુરા પાકા
સપુષ્પ=(સ=સાથે+પુષ્પ =ફૂલ) ફૂલવાળી
જળાશય=(જળ=પાણી +આશય=ઠેકાણું)= પાણીનું ઠેકાણું. જેમકે નદી, તળાવ, કુવા, વાવ વગેરે
અદળ=અપુષ્પ; ફૂલ વગરની
પાથરો=લાગલગ
પિંડ=ગોળો
પંક્તિ=જાત- વર્ગ
સમૂળગાં=બિલકુલ; મુદ્દલ
સમાશ=સમાવેશ
પાન=ઝીણાં પાંદડાં
વિચિત્ર=નવાઇ જેવી

**સવાલ**—હંસરાજ શું છે? હંસરાજને લોકો શા માટે રોપે છે? હંસરાજ ઘણું કરી કયાં ઉગે છે? હંસરાજ કયા મુલકમાં મોટા થાય છે અને કયા મુલકમાં મોટા થતા નથી? હંસરાજને પાંદડાં હોય છે કે નહિ અને પાંદડાં જેવું દેખાય છે તે શું? હંસરાજની નસો કોના જેવી હોતી નથી, અને કોના જેવી હોય છે? અપુષ્પ વનસ્પતિના દાખલા આપો. અપુષ્પ વનસ્પતિને કેવી વનસ્પતિ કહે છે? હંસરાજનો છોડ શી રીતે ઉત્પન્ન થાય છે? સેવાળ ને પાંદડાં વગરની વનસ્પતિના દાખલા આપો. ફૂગ કેવી જગામાં થાય છે? બેક્ટિરીઆ નામનાં ઝીણાં જંતુ એ શું છે?

**પાઠ ૮૬.**

મંજરી=માંજર; ફૂલને ઠેકાણે બેસે છે તે
મોભ=છાપરાની વચમાંનો આડો થાંભલો
પરનાળ=પાણી ઝીલવાનું કે તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોંચાડવાનું સાધન
સાવરણી=ઝાડુ; વાળીઢું કાઢવાનું સાધન
મશાલ=મોટો કાકડો
દામણાં=પશુને પગે બાંધવાના દોરડાં
ડોયો=લાકડાની દાંડીનો મોટો પળો
નાસક=ઢાંકણું
સ્વાદિષ્ટ=સ્વાદવાળું
પુરણપોળી=વેડમી
કલ્પવૃક્ષ=કલ્પેલું આપે એવું સ્વર્ગનું ઝાડ
શૂળ=કાંટા
પરડા=બાવળની શીંગ
ટીશી=પાંખ્યા વગરના પાંદડાંનો જથો

**સવાલ**—નાળિએરનું થડ કેટલું ઉંચું હોય છે? મંજરી ફૂટયા પછી કેટલા વખતમાં નાળિએર બંધાય છે? સારી જમીનમાં ઉગેલી નાળિએરી પરથી વધારેમાં વધારે કેટલા નાળિએર ઉતરે છે? નાળિએરી કેટલા વરસ સુધી ફળે છે? નાળિએરના ઝાડના દરેક ભાગનો ઉપયોગ કહો. બાવળની છાલ, પરડા, બાવળ, ગુંદર, અને કાંટાનો ઉપયોગ ગણાવો.

| | | |
|---|---|---|
| પાઠ ૮૭. | અદ્યાપિ=હાલ સુધી | હગાર=લીંડી |
| હિંદી શહેનશાહત= બ્રિટિશ હિંદુસ્તાન | અણિશુદ્ધ=જેવું ને તેવું | સમિધ=અગ્નિ સળગાવવાની લાકડી |
| ઘેર=ઘેરાવો | રોગાન=રંગવામાં વપરાતું તેલ | વડવાઇ=વડની ડાળીમાંથી ફુટેલી દોરી જેવા ફાંટા |
| પાલાં=ખપેડાની ટટ્ટી | ઉધઇ=કાગળ, લુગડાં વગેરેમાં પાકે છે તે જંતુ | કબીરવડ=શુક્લતીર્થની સામે ગંજાવર વડ છે તે |
| અસ્તર=માંહેનું પડ | સડતું=કોહી જતું | ઘટા=ભરાવ |
| ઓપ=ચળકાટ | ટેટા=વડનાં ફળ | |
| ટકાઉ=ઘણોવખત ચાલે એવું | | |

**સવાલ**—સાગ ક્યાં ક્યાં ઉગે છે, અને ત્યાં ઘણા ઉગવાનું કારણ શું ? સાગના પાંદડાંનું વર્ણન કરો. એ શું ઉપયોગમાં આવતાં હતાં ? સાગનું ઝાડ વધારે ટકાઉ શા માટે છે ? એમાંથી તેલ નીકળે છે તે શા ઉપયોગમાં આવે છે ? સાગના લાકડાનો વધારે ઉપયોગ થવાનાં કારણો કહો. વડનું વર્ણન કરો અને તેનો ઉપયોગ કહો કબીરવડ ક્યાં છે અને તેને માટે શું જાણો છો.

| | | |
|---|---|---|
| પાઠ ૮૮. | જંજાળ=ખટપટ | દાંડીવાળું સફેદ પાંખડીનું ફુલ |
| યોગ્ય=લાયક; જોઇએ તેવાં; બંધબેસતા | ફણગો=અંકુર | ટમેટા=વિલાયતી વેગણ |
| અધવચ=વચગાળે | પ્રસંગ=તક; વખત | કલમ=રોપવા માટે ઝાડની કાપેલી ડાળી |
| સતેજ=વધારે જાગ્રત | પારિજાતક=એક જાતનું સુગંધીદાર કેસરીઆ | |

**સવાલ**—સમજુ માબાપો અને અણસમજુ માબાપોમાં ફેર શું ? માબાપોએ છોકરાની અવલોકન શક્તિ તથા જ્ઞાન મેળવવાની ઇચ્છાને દૃઢ કરવા માટે શા શા ઉપાયો લેવા ? નિશાળના બગીચાથી

શા શા લાભ થાય છે તે કહો. આ પાઠમાં જે ૭ વર્ગ પાડ્યા છે તે દાખલા સાથે કહો.

**પાઠ ૮૯.**

રેશમ=હીર
રૂપાંતર=આકારમાં ફેરફાર; જુદા જુદા રૂપ
ખોળીઆ=શરીર
સંજોગ=બનાવ; પ્રસંગ
પુષ્ટ=જોરાવર
ખાલ=ચામડી; ત્વચા
કાશેટો=લાંબી ગોળ દડી
ભરાવ=પુષ્ટ
પરિપૂર્ણ=સંપૂર્ણ; સારી પેઠે

**સવાલ**—પ્રાણીઓને ખોળીઆં શા માટે બદલવાં પડે છે? રેશમના કીડાનાં રૂપાંતર કહો. આ પાઠમાંથી શું શિખામણ મળે છે?

**પાઠ ૯૦.**

ઈંડું=એકું
બાબા=ડાધા
કાટલું=કોચલું; ઢાંકણ
રોગાન=એક જાતનું મિશ્રિત તેલ
ત્વચા=ચામડી
પોલ=પોલાણ
પૌષ્ટિક=પુષ્ટિકારક
જરદી=ઈંડાની દાળ; ઇંડાની સફેદી વચમાંનો પીળો ભાગ
સમતોલ=(સમ+તોલ) સરખું વજન
સેવે છે=હુંફાળા રાખે છે
શિરા=રક્તવાહિની; રગ; નસ
અદૃશ્ય=અલોપ; દેખાતું બંધ; ગૂમ;

**સવાલ**—ક્યા ક્યા પ્રાણીઓ ઈંડાં મૂકે છે? શાહમૃગનું ઈંડું કેવડું હોય છે? પોલમાં શું હોય છે? નબળા માણસોને ઈંડાંનો કયો ભાગ ખવડાવવામાં આવે છે અને શા કારણથી? સફેદીની વચમાં શું હોય છે? ઈંડું આમ તેમ ફેરવ્યા છતાં બચ્ચાંને ધક્કો કેમ નથી લાગતો? ઈંડાંમાં ગર્ભ ક્યાં હોય છે તે બતાવો. ગર્ભનો ખોરાક શું છે? મરઘી કેટલાં ઈંડાં મૂકે? મરઘીના ઈંડા સેવવાની હકીકત કહો. ઈંડાનું ચિત્ર કાઢી દરેક ભાગ બતાવો.

**પાઠ ૯૧.**

લંગુર=વાંદરા વાનર
નીલ=આખે દાસે કાળા
ઠેકડા=કૂદકા
છલંગ=ફાળ
તૂલ=ઉભા છોડ
કપિઓ=પૂછડી વગરના બે પગે ચાલનાર વાંદર
વાંદર=વાનર; વાંદરાં

ખિજાએલ=ખારીલો
ગંધ=વાસ
હાડપિંજર=હાડકાનું પાંજરું
અનુમાન=કરે છે; ધારે છે અટકળ કરે છે.

**સવાલ**—વાંદરા કેવા દેશોમાં જોવામાં આવે છે? વાંદરાના કેટલા વર્ગ પાડી શકાય અને તે ક્યા ક્યા? પુછડી વગરના વાંદરાની હકીકત કહો. ઉરાંગઉટાંગનો અર્થ શો અને એ વાંદરા ક્યાં થાય છે? વાંદરા અને કપિને શા માટે મનુષ્યના નજીકનાં સગાં કહીએ છીએ? કપિ અને માણસમાં શું ફેર છે?

**પાઠ ૯૨.**

બેડોળ=(બે=નહિ+ડોળ=ઘાટ) કદરૂપા
કલેડું=ઠીકરાની તાવી
ચકમક=એક જાતનો પત્થર
તણખા=ચીણગારીઓ
ગરમાઓ=ગરમી; હુંફ
ઓપેલાં=ઘસીને ચળકતાં કરેલાં
મુકરર=નક્કી
શિલ્પશાસ્ત્ર=કોતરકામની વિદ્યા
શ્રેષ્ઠ=ઉત્તમ; સૌથી સરસ

**સવાલ**—માણસોમાં પ્રથમ કેવી રીતે સુધારો થયો તે ટુંકમાં કહો.

**પાઠ ૯૩.**

મગજ=ભેજું; માથાની અંદરનો ભાગ
ઘડી=પડ
ખોપરી=મગજનો દાબડો
તાલકું=ખોપરી ઉપરનો ભાગ
પૃષ્ઠ=ભાગ
જ્ઞાનતંતુ=જ્ઞાન કરાવનાર તાંતણા; મગજને ખબર પહોંચાડનારી ઝીણી તાર જેવી નસો
કલેજું=કાળજું; પિત્તાશય
રજ્જુ=તાંતણા; તાર દોરી
આરંભ=શરૂઆત
મજ્જાતંતુ=માંસના સત્વની દોરી

**સવાલ**—મગજનું ઢાંકણુ શેનું બનાવેલું છે અને તેને શું કહે છે? મગજના કેટલા ભાગ છે અને તે ક્યા ક્યા? મગજના મુખ્ય સ્થાન ક્યા ક્યા છે? મગજના મુખ્ય સ્થાનોમાં ધક્કો લાગે અથવા રોગ થાય ત્યારે શું થાય છે? મગજનો નાનો ભાગ ક્યાં છે તે

બતાવો. મગજના નાના ભાગનું કામ શું છે? આ પાઠમાં આપેલા ચિત્રનો નમુનો કાઢો અને મગજ તથા જ્ઞાનતંતુ વિષે સમજાવો

| પાઠ ૯૪. | મેરું | નળી |
|---|---|---|
| શ્વાસોચ્છવાસ=દમ લેવો ને દમ મૂકવો તે | પોલ=વકાશ;ખાલી જગા | ઉચ્છ્વાસ=દમ મૂકવો તે |
| | ખંડ=ભાગ | બખોલ=પોલ |
| અસ્વચ્છ(અ+સ્વચ્છ)= | શ્વાસનળી=શ્વાસ લેવાની | ધમણ=વાયુ કવાનો સંચો |

**સવાલ**—હૃદય અને ફેફસાં ક્યાં આગળ છે? ફેફસાં કેટલાં છે ને ક્યા ક્યા છે? ફેફસાં ક્યાં આગળ છે? ફેફસાંમાં ક્યો ગુણ છે કે તે લાંબું ટુંકું થાય છે? ફેફસાંમાં શી રીતે લોહી સ્વચ્છ થાય છે તે સમજાવો. ફેફસાં ફુલવાનું તથા સંકોચાવાનું કારણ સમજાવો. ફેફસાંની ક્રિયા કોને મળતી છે? ફેફસાની ક્રિયા ચાલતી બંધ થાય તો શું થાય? શ્વાસ નળી ને ફેફસાનું ચિત્ર પાડો.

| પાઠ ૯૫. | ભપક=ભપકો | બો=ખરાબ વાસ |
|---|---|---|
| જરદી=પીળાશ પડતો | કસુંબી=કસુંબાનો રંગ; લાલ; રાતો | છીપા=લુગડાં છાપનાર |
| નિચોવી=પાણી કાઢી નાખી | | ગેરૂ=લાલ માટી |
| | કીરમજી=કીરમજના જેવો રંગ; ગુલબાસી | હરડાંબેડાં=એક જાતનાં ફળ |
| પાપડખાર=સંચોરો | | |
| કાંજી=લાહી; ખેળ | સુરખી=તેજી | એલીઝરીન=કોલટારમાંથી કાઢેલો એક જાતના રંગ |
| સુરંગી=રાતો રંગ | મિશ્રણ=ભેગ; મેળવણી | |

**સવાલ**—રંગરેજે કસુંબીના; ભુકાનો રંગ શી રીતે બનાવ્યો અને તેમાં ફેંટો કેવી રીતે રંગ્યો? રંગ્યા પછી ઘઉંના લોટની કાંજી અને લીંબુના રસમાં બોળી રાખવાનું કારણ શું? ગદલમાં લીંબુનો રસ મેળવવાથી ક્યા ક્યા રંગ બને છે? ગદલમાંથી કેસરી રંગ, અબ્બાસી તથા કીરમજી રંગો શું મેળવીને બનાવે છે? અસલ દેશી

પાકા રંગો શી રીતે બનતા હતા ? ગળી ક્યાં ઉગે છે ? ગળીને પકવવાની રીત કહો. છીપાએ કયા કયા બે મિશ્રણો લુગડાં છાપવા માટે તૈયાર કરી રાખ્યાં હતાં ? એલીઝરીન શું છે ને તે શેમાંથી બનાવવામાં આવે છે તથા તેનો ઉપયોગ કહો.

| | | |
|---|---|---|
| **પાઠ ૯૬.** | ગૂંદે છે=કસણે છે | ચાક=કુંભારનું ચક્ર |
| લાદ=ઘોડા ગધેડાના લીંડા | મુલાયમ=નરમ [મટોડું | પેટુ=વચલો ભાગ |
| હદ વળે છે=નવાઇ | ગારો=પલાળીને કસણેલું | કાચકા=કાચકીનું ફળ |
| જેવી કારીગીરી કરે છે | ખીલડો=ખુંટો | ટપેરે=ટીપે |

**સવાલ**—કુંભાર મટોડી ક્યાંથી લાવે છે ? ગારો કેવી રીતે તૈયાર કરે છે ? કુંભારના ચાકની રચના કહો. કુંભાર વાસણો શી રીતે બનાવે છે ? કુંભાર વારંવાર હાથ શા માટે પલાળે છે ? વાસણને ટીપવાથી શો લાભ ? ભઠ્ઠીમાં વાસણો ગોઠવ્યા પછી શું કરે છે ? ક્યાંનું કુંભારકામ વખણાય છે ? કુંભારના ચાકનું ચિત્ર પાડો.

| | | |
|---|---|---|
| **પાઠ ૯૭.** | સાકટીનો કટકો [સાંધો | ઉચ્ચાલન=ઉંચું કરવું |
| ઝુંઝું=લાંબો ને જાડો | કોણી=હાથની વચમાંનો | ટેકો=ટેકણ |

**સવાલ**—ઉચ્ચાલનમાં મુખ્ય કેટલા ભાગ હોય છે અને તે કયા ? ઉચ્ચાલનના પ્રકાર કેટલા છે અને કયા કયા તે દાખલા આપી સમજાવો. ઉચ્ચાલનથી શા ફાયદા થાય છે ? ( યાંત્રિકશક્તિ ૭ છે. ઉચ્ચાલન, રેંટ ગરગડી, ઢોલાવ, ફાચર, ફેર અથવા પેચ )

| | | |
|---|---|---|
| **પાઠ ૯૮.** | નમુનો=ચિત્ર | વાટ=પૈડાંપર લોઢાનો |
| ગરગડી=ઘરેડી | વેંત=બિલ્લસ | પાટો જડે છે તે |
| રેંટ=પાણી કાઢવાનું ચક્ર | ખોભાણુ=ખાડો | ગાળામાં=ખાલી જગામાં |

**સવાલ**—ગરગડી વડે કુવામાંથી પાણી કાઢીએ છીએ ત્યારે ઉંચે ખેંચવાને બદલે શા માટે નીચે ખેંચીએ છીએ ? ગરગડીનો ઉપયોગ શો છે ?

# પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર.

(પા. ૧) અવશ્ય, બુદ્ધિ, સ્નેહીઓ, વિદ્વાન, પ્રયત્ન, ક્રિકેટ, સુરતી, મુખ્યત્વે, ઇંદ્રિયોની, બ્રહ્મચર્ય, ઉત્તમ, અશક્ત, મશ્કરી, આયુષ્ય. (પા. ૨) અકસ્માત, અણધાર્યું, પ્રખ્યાત, ચિત્રામણ, ઢોળ્યું, સ્વચ્છ, સૂઝી, ગૃહસ્થે, ચેત્યો, જાતિસ્વભાવ, યુદ્ધ, પૈડું, પ્રસન્ન. (પા. ૩) અસ્વચ્છ, શ્વાસવાટે, કાર્બોનિક, એસિડ, ગ્યાસ, ઉત્પન્ન, નિરંતર, પ્રયોગો, સિદ્ધ, નૈટ્રોજન, ઓક્સિજન, શુદ્ધ, કૃપાળુ, મૃત્યુ. (પા. ૪) કોકેન, જવાંમર્દ, જવલ્લેજ, આયર્લાંડ, પુષ્કળ, ધૈર્ય, શ્રદ્ધા. (પા. ૫) ગુરુભક્તિ, વિદ્યાર્થી, શિષ્યવર્ગમાં, શ્રીકૃષ્ણ, ગુરુપત્ની, શિષ્યો, વેઠ્યું, એકનિષ્ઠા, અમૂલ્ય. (પા. ૬) સ્વચ્છંદી, સુરત, ઉંબરસી, સાંભળ્યું, અત્રે, (પા. ૭) દ્વારામતી, વૃદ્ધ, પ્રતિઉત્તર, કૃષ્ણ-દર્શન, કૃષ્ણમંદિર, જડિત્ર, સ્ફટિક, મૃદંગ, યોદ્ધા, પૃથ્વીપતિ, (પા. ૮) પુષ્ટિકારક, તંદુરસ્ત, સામર્થ્ય, ભવિષ્ય, જાગૃતિ, સ્થિતિ, નિતારી, દ્રાક્ષ, ઓછાવત્તો, મધાર્ક, અભિપ્રાય. (પા. ૯) દ્રાવિડ, ધર્મપુસ્તક, ધર્મશાસ્ત્ર, વેદધર્મી, વિષ્ણુ, ઇષ્ટ, વૈષ્ણવો, ગૌતમબુદ્ધ, બૌદ્ધધર્મી, જૈનધર્મીઓ, શ્વેતાંબર, બુદ્ધદેવ, તીર્થંકર, વૈરાગ્ય, સિદ્ધાંતોને, તુર્કસ્તાન, સ્તુતિ, સુન્ની, અગ્નિ, ચિહ્ન, ધર્મગ્રંથ, ખ્રિસ્તી, ઇશુખ્રિસ્ત, પ્રોટેસ્ટંટ, કેથોલિક. (પા. ૧૦) મેગેસ્થિનીસ, સિક્કાઓ, સંક્ષિપ્ત, તામ્રપત્ર, ચંદ્રગુપ્ત, સેલ્યુકસ, ગ્રંથકર્તા, વ્યવસ્થા, વિશ્વાસુ, સાહીસિક્કા, માલમિલકત, હુન્નર, ન્યાયાસન, બ્રાહ્મણ, શ્રવણ, મૃગચર્મ, વિદ્યાભ્યાસ, ભરગચ્છી. (પા. ૧૧) ઋગ્વેદસંહિતા,

વરૂણદેવની, સ્તુતિ, વસિષ્ઠઋષિ, તુચ્છ, ભૂંજ્યુ, અશ્વિનીકુમાર, સમુદ્રયાન, સમુદ્રવાટે, ભૂજ્યુકચ્છ. ફાહ્યાન, છઠ્ઠા, (પા. ૧૨) શૃંગ, તત્કાળ, તુસ, હૃદય, (પા. ૧૩) છીંડું, નિર્મળા, મૂર્ચ્છના, છત્રી, ભરતઋષિ. (પા. ૧૪) મુશ્કેલ, અકસ્માત, પ્રસિદ્ધ, નોંધ્યા. (પા ૧૫) બુદ્ધી, અવતર્યો, અદ્ભુત, જિંદગી, જવાંમર્દી, સ્તબ્ધ, અટકાવ્યું. (પા. ૧૬) વિચિત્ર, અડસટ્ટો, નિંદવા, ગૃહસ્થાઇ, ચિઠીઓ, સ્વતંત્ર, પરતંત્ર મિથ્યાભિમાન, રિવાજને, સ્થિતિ, મેગેસ્થિનીસે. (પા. ૧૭) પત્નીની, ઉત્સાહ, વેઠવેતરૂં, આશ્ચર્ય, વર્મિષ્ઠ, આવડત્રેવડ, પ્રીતિ. રત્નનગરી, સંધ્યાકાળે, દ્રવ્ય, સાંભર્યો. (પા. ૧૮) વૈશ્ય, બ્રહ્મચર્ય, ધર્મક્રિયા, ધર્મોપદેશ. (પા. ૧૯) બ્રહ્માંડ, દુર્મતિ. (પા. ૨૦) કાર્લીની, ત્રીસેક, ચૈત્યો, શિલ્પકામની, સ્રીપુરૂષનાં મૂર્તિઓ, સ્થંભ, ભિક્ષુઓને, સૂર્યોદય, જિંદગી. (પા. ૨૧) કૃષ્ણા, હસ્તિનાપુર. (પા. ૨૨) ડાહ્યાભાઇ, દેવાનંદસ્વામી, હિતેચ્છુ, ઋતુવર્ણન. (પા. ૨૩) ધાર્મિક, વિશ્વાસઘાતી, ઢાંકયું, અન્નદાતા. (પા. ૨૪) મહાસ્વાદુ, મિષ્ટ, હર્ણી, નિર્મળાં, ઝર્ણાં, યુક્તિ. (પા. ૨૫) આથમ્યો, કુંપાં. (પા. ૨૬) ઋષિઓએ, ચક્રવર્તી, નિમિત્ત, આકૃતિ, આશ્રમસ્થાન, ક્ષત્રિયવંશ, ધર્મદારા, શકુંત, શકુંતલા. (પા. ૨૭) કંટાળ્યા, વૃક્ષો, ઈશ્વરસ્તુતિ, સ્વાર્થ. (પા. ૨૮) ધર્મિષ્ઠ, વિશ્વામિત્ર, સર્વસ્વ, અર્ધીકાયા, સ્તબ્ધ, પૂજતે, સૂકાં. (પા. ૨૯) વિદ્યાર્થી, આદિત્યેશ્વર, ગરૂડેશ્વર, કામેશ્વરનું, પ્રદક્ષિણા. (પા. ૩૦) તૂટ્યો. (પા. ૩૧) અલૌકિક, બુટ્ટો, ઊઠ્યું, પર્ણ-

કુટીમાં, અતિથિ. (પા. ૩૨) આશીર્વાદ, લુગડાંલત્તાં, ફાટાંતુટાં, વર્ષાસંધ્યા, સંકલ્પ, મુશ્કેલી. (પા. ૩૩) નાસ્તિકપણું, છિદ્રવાટે, બ્રહ્માંડ, જ્ઞાનશક્તિ, શ્રદ્ધા, (પા. ૩૪) પ્રાંતે, પતિતોદ્ધાર, વિશ્વેશ્વા, કૃતિ, નિર્ઝરી, જળનિધિ, નૃત્ય, વ્યાઘ્રો, વૃક્ષે, તરુવર. (પા. ૩૫) ભૂસ્તર, ગુમાસ્તા, સ્વાશ્રય. (પા. ૩૬) પોર્ટુગલ, લિસ્બન, થોભ્યો, મોઝાંબિક, સિંહલદ્વીપ, મોલ્યુકા, સમૃદ્ધિ, સપ્ટેંબર. (પા. ૩૭) માર્કિવસ, ઓવ, વૂસ્ટર, જેમ્સ, ગ્લાસગો, શાસ્ત્ર, આટલાંટિક, એંજિનોની નિર્ભય, પાંત્રીસ. (પા. ૩૮) હિંડોળા, શતપત્રી, કલ્હાર, ભૃંગ. (પા. ૩૯) જન્મ્યા નિર્ધન, વલ્લભ, આશ્ચર્ય, શીઘ્ર, નળાખ્યાન, સુભદ્રાહરણ, કવિત્વશક્તિ. (પા. ૪૦) ધાર્મિક, દમાસ્કસ, પ્રપૌત્ર, અબ્બાસી, મુરબ્બી, દૃષ્ટિએ, (પા. ૪૧) હુન્નરો, ખ્યાલ, સંગ્રહસ્થાન, ઇસ્પિતાલો, કિલ્લા, મનુષ્ય, કૃતિઓ, આશ્ચર્ય. (પા. ૪૨) દ્વેષી, ક્રૂરપણું, પ્રફુલ્લતા, સ્વાર્થ, કૃત્ય. દ્વેષીલા, બ્રહ્મદત્ત, (પા. ૪૩) મીણબત્તી, ફિક્કું. (પા. ૪૪) નિર્ભય, સ્તુતિ, સ્નેહી, (પા. ૪૫) આશ્વિન, આશ્ચર્યકારક, સ્પર્ધા, ઉત્સવ, છુટ્ટી, ચૌટામાંથી, સ્ફાટિક, અણખુણ, કીર્તિસ્તંભ. (પા. ૪૬) સૂઝયું, સુગ્રીવ, પત્તો, વિષ્ટિ, વિભિષણે, ઈંદ્રજિત, કુંભકર્ણ, અશ્વમેધયજ્ઞ, વર્ણવ્યા. (પા. ૪૬. ભા. ૨) ધૃતરાષ્ટ્ર. યુધિષ્ઠિર, ગદાયુદ્ધમાં, સ્વાર્થી, નિષ્ફળ. સ્વયંવર, મત્સ્યવેધ, ઈંદ્રપ્રસ્થ, યુક્તિ, દ્રોણાચાર્ય, ભિષ્મપિતામહ. (પા. ૪૭) ભિન્ન ભિન્ન, શાબ્સોની, છિદ્રોવાટે, ક્રિયા, નિરર્થક, સ્વપ્નાં, નિસ્તબ્ધમીન, નિસ્તેજ, કુસ્તીથી. (પા. ૪૮) વૈષ્ણવ,

સદ્ગ્રંથ, પતિવ્રતા. (પા. ૪૯) શ્લોકમાં, ઇત્યાદિ, વૃત્તિને, મરણશય્યામાં, સૃષ્ટિથકી. (પા. ૫૦) આત્રેયી, દંડકારણ્યમાં, અગસ્ત્ય, વાલ્મીકિને, વિઘ્ન, અદ્ભુત, પ્રીતિ, અરુંધતી, ઋષ્યશૃંગ, કૌશલ્યાએ. (પા. ૫૧) વિક્રમ, પૂર્વે, સંવત્સર, મૃત્યુ, યુધિષ્ઠિરનો. (પા. ૫૩) આશ્રય, કીર્તિ, ઉર્મિથી, વૈતાલપચીસી, બરાસકસ્તુરી, ઉદ્યમકર્મસંવાદ, પ્રસિદ્ધ, ઉત્તેજન, સંસ્કૃત, નોંધ્યા. (પા. ૫૪) ક્રૂર, હૃદય, સૌમ્યનું. (પા. ૫૫) પ્રતિષ્ઠા, પ્રશ્ન, લપસ્યા, સત્પુરુષનું, દીર્ઘસૂત્રીની. (પા. ૫૬) મૂર્તિપૂજક, બ્રાહ્મણ, મુસલીમ, અબ્દુલ્લાને, બાલ્યાવસ્થામાંજ, પુનર્લગ્ન, કાષ્ઠપાષાણ, પરિપક્વ, તુચ્છકારી, નિષ્કામ, નિઃસ્વાર્થ, શસ્ત્ર, પર્યંત ઇસ્તંબુલમાં. (પા. ૫૭) યઝ્દેઝર્દ, ધર્મગુરુ, તત્ત્વો, લગ્નવિધિમાં, અંકલેશ્વર, ખ્રિસ્તી, અલાઉદ્દીન જિલ્લાના. (પા. ૫૮) પૃથ્વીરાજ, ગીજનીના, ટક્કર, શાહબુદ્દીન, ઉર્ફે, થાણેશ્વર, મિદ્દી. સંયુક્તાને, આશ્રિત, શબ્દવેધનો. (પા. ૫૯) યશસ્વી, કીર્તિ, તેજસ્વી, હર્ષવર્ધન, શિલાદિત્ય, ધર્મપિંડ, દરવાજે, અદ્રેસાઓ, ફેગકુપ, ઉત્તેજનમાં, (પા. ૬૦) સ્વતંત્ર, જોદ્ધા, અસ્તવ્યસ્ત, વાઢી નાખ્યા, ફીરસ્તા, અતિશયોક્તિ, હરદ્વાર, ત્રેસઠ. (પા. ૬૧) યુદ્ધનીતિ, રાજ્ય-નીતિ, નામાંકિત, રાજ્યાધિકારી, કીર્તિવંત, નીવડ્યું, બુદ્ધિબળ, મૌર્યને, ત્વરાથી, ક્રૂર, સન્માન, ધર્મમંદિરો, દીર્ઘ, યુદ્ધનીતિ, પદ્ધતિ. (પા. ૬૨) તિરસ્કાર, વ્હારે, સ્વામિભક્તિ, (પા. ૬૩) પ્રતિનિધિ, ઠઠ્ઠામશ્કરી, રત્નજડિત, ત્વરાથી. (પા. ૬૪) સમૃદ્ધિનો, ટેવર્નિઅર, રાજચિહ્ન, સુદ્ધાં, તખ્તેતાઉસ. (પા. ૬૫)

ઉત્કંઠા, વિષ્ઠિ, મક્કા, સુરત. સિક્કા. અણુવિશ્વાસ, રાજ્યાભિષેક, મંત્રી, નિષ્ઠા. (પા. ૬૬) નેપ્ચ્યુન, બૃહસ્પતિ, (પા. ૬૭) નક્ષત્રો, ક્ષિતિજ, કલ્પી, સપ્તઋષિ, લુબ્ધક, ગોળાર્દ્ધમાં, કૃતિકા, પુષ્પ. (પા. ૬૮) વિષુવવૃત્ત, વર્તુળ, રેખાંશવૃત્ત. (પા. ૬૯) વ્યાપારવાયુ, નૈઋત્ય. (પા. ૭૦) કાર્બોનિકએસિડગ્યાસ, સહ્યાદ્રિમાં, મહારાષ્ટ્ર, શૂરપાણીના, ગેરસપ્પાથી. (પા. ૭૧) દ્વીપકલ્પ, કન્યાકુમારી, કૂળકુપ. (પા. ૭૨) દિલ્હી, મછલીપટ્ટણ, ડેલહૌસી, બ્રહ્મપુત્રા (પા. ૭૪) સ્નેહી, વિજાગાપટ્ટણ, ચિલ્કા (પા. ૭૫) મ્હેસુર. (પા ૭૬) વાયુશોષક, નૈટ્રોજન. (પા. ૭૭) ધ્વનિ, ધ્રૂજતી, ઇંદ્રિયને, પ્રતિધ્વનિ, (પા. ૭૮) વિસ્મય. ઉંઘયો, નિદ્રા, ગર્દા, (પા. ૮૦) ઉષ્ણતામાપક, થર્મોમિટર, (પા. ૮૧) યત્નો. (પા. ૮૨) પ્રત્યેક. (પા. ૮૩) દ્વિદળ, ફૂલમણિ. (પા. (૮૪) પરિપકવ (પા. ૮૫) વનસ્પતિ, ઉત્પત્તિ, વૃદ્ધિ, સૂક્ષ્મદર્શક, બેક્ટેરિઆ. (પા. ૮૬) હુક્કાનો, સ્વાદિષ્ટ. (પા. ૮૭) તુંગભદ્રા, અદ્યાપિ, અણીશુદ્ધ, (પા. ૮૮) બુદ્ધિશાળી, પ્રશ્નોના (પા. ૮૯) પૃષ્ઠ, બિડાએલી, ધિક્કારવું, પરિપૂર્ણ. (પા. ૯૦) શાહસૂગ, ત્વચા, પૈષ્ટિક, વૃદ્ધ. (પા. ૯૧) બ્રહ્મદેશ, આફ્રિકામાં, વર્તતા વિદ્વાનો. (પા. ૯૨) જન્મ્યા, સૂઝયો, મુખ્યત્વે, હેળવ્યાં, શિલ્પશાસ્ત્ર, શ્રેષ્ઠ. (પા. ૯૩) પૃષ્ઠમાંથી, ( પા. ૯૪ ) શ્વાસોચ્છ્વાસ, સ્થિતિસ્થાપક, શ્વાસનળી, ઉચ્છ્વાસમાં. (પા. ૯૫) નિચોવ્યાં, અભ્યાસી, મિશ્રણમાં, સાલ્લાં, ગ્લીઝરીન. (પા. ૯૬) ઝાલ્યું, ચોંટતો, (પા. ૯૭) ઉચ્ચાલન, ટેકવ્યો. (પા. ૯૮) ટાંગ્યું.

## અપૂર્ણાંકના કેટલાક ધ્યાનમાં રાખવા જોગ નિયમો.

(૧) અપૂર્ણાંકના અંશ એ ભાજ્ય અને છેદ એ ભાજક છે. (૨) કોઇપણ પૂર્ણાંક સંખ્યાને અપૂર્ણાંકમાં લખવી હોય તો છેદમાં એક લખવો. (૩) સમ અપૂર્ણાંકની કિંમત હમેશાં એક કરતાં ઓછીજ હોય છે; કારણ કે એમાં અંશ (ભાજ્ય) કરતાં છેદ (ભાજક) વધારે હોય છે. (૪) વિષમ અપૂર્ણાંકની કિંમત હમેશાં એક અથવા એક કરતાં વધારે હોય છે કારણ કે એમાં અંશ જેટલાજ છેદ અથવા અંશથી છેદ ઓછા હોય છે. (૫) વિષમ અપૂર્ણાંકના અંશને છેદે ભાગી પૂર્ણાંક કાઢી શકાય છે, અને તેને ભાગાનુબંધ અપૂર્ણાંકનું રૂપ આપી શકાય છે. (૬) સમ અપૂર્ણાંકને ભાગાનુબંધ અપૂર્ણાંકનું રૂપ આપી શકાતું નથી. (૭) ભાગાનુબંધ અપૂર્ણાંક પૂર્ણાંક અને અપૂર્ણાંક મળીને થએલું છે. (૮) ભાગાનુબંધ અપૂર્ણાંકને વિષમ અપૂર્ણાંકનું રૂપ આપી શકાય છે. (૯) અપૂર્ણાંકના અંશ તથા છેદને એકજ રકમે ગુણવાથી અથવા ભાગવાથી અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડતો નથી; માટેજ અપૂર્ણાંકના અંશ અથવા છેદ મરજી મુજબ લાવી શકાય છે. (૧૦) અપૂર્ણાંકોની કિંમત સરખાવવા માટે તેમને સમચ્છેદનું રૂપ આપવું. કારણ કે છેદ સરખા થયા વગર કયું અપૂર્ણાંક મોટું છે કે નાનું તે જાણી શકાતું નથી. (૧૧) અપૂર્ણાંકોના અંશ જુદા જુદા હોય પણ છેદ એક સરખાજ હોય તો જે અપૂર્ણાંકના અંશ વધારે હોય તે મોટું અને ઓછા હોય તે નાનું સમજવું. (૧૨) અપૂર્ણાંકના છેદ જુદા જુદા હોય પણ અંશ એક સરખાજ હોય તો જે અપૂર્ણાંકના છેદ ઓછા તે મોટું અને વધારે તે નાનું સમજવું. (૧૩) સમ અપૂર્ણાંકના અંશ તથા છેદમાં એકજ સંખ્યા ઉમેરવાથી અપૂર્ણાંકની કિંમત વધે છે

(૧૪) વિષમ અપૂર્ણાંકના અંશ તથા છેદમાં એકજ સંખ્યા ઉમેરવાથી અપૂર્ણાંકની મૂળ કિંમત કાયમ રહે છે અથવા ઓછી થાય છે. (૧૫) જુદા જુદા છેદવાળાં અપૂર્ણાંકોના સરવાળા બાદબાકી કરવા હોય તો તે બધાં અપૂર્ણાંકોનો સમચ્છેદ કરવો પછી સરવાળો કે બાદબાકી કરવાં. (૧૬) જુદા જુદા અપૂર્ણાંકોના સરવાળા, બાદબાકી એકઠા હોય તો તે બધાં અપૂર્ણાંકોનો સમચ્છેદ કરવો. પછી જેટલી વત્તાની રકમ હોય તેના અંશનો અને જેટલી ઓછાની રકમો હોય તેના અંશનો જુદો જુદો સરવાળો કરવો. પછી વત્તાની રકમના સરવાળામાંથી ઓછાની રકમનો સરવાળો બાદ કરી બાકી રહે તેટલા અંશમાં લખી લઘુતમ છેદમાં લખવો. જો જવાબ અતિ સંક્ષેપરૂપમાં નહિ હોય તો અતિસંક્ષેપ રૂપ આપવું. (૧૭) અપૂર્ણાંકના દાખલામાં જ્યારે એક કરતાં વધારે પદો કૌંસમાં આપ્યા હોય ત્યારે હંમેશાં કૌંસમાંના પદોનું પહેલાં સાદું રૂપ કરવું. અને કૌંસની પહેલાં જે ચિહ્ન હોય તે સાદા રૂપને લગાડવું. (૧૮) એક અપૂર્ણાંકમાંથી બીજું અપૂર્ણાંક બાદ કરવાનું હોય છે પણ બાદ કરવાના અપૂર્ણાંકની કિંમત વધારે હોય તો ઓછાના અપૂર્ણાંકમાંથી વત્તાનું અપૂર્ણાંક બાદ કરી જવાબની પહેલાં ઓછાનું ચિહ્ન મૂકવું. (૧૯) જુદા જુદા અપૂર્ણાંકોના સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર એકઠા હોય ત્યારે ગુણાકાર ભાગાકારની રકમો કૌંસમાં છે એમ સમજીને પહેલાં તેને સાદું રૂપ આપવું પછીજ સરવાળો બાદબાકી કરવાં. (૨૦) અપૂર્ણાંકો ગુણાકાર ભાગાકારના સંબંધમાં જોડાયલા હોય તો તે જે અનુક્રમમાં હોય તે અનુક્રમે ગુણાકાર ભાગાકાર કરવો. (૨૧) બે વિશેષ સંખ્યાનો ભાગાકાર પહેલાં તેમને એક નામમાં આણવી પછી ભાગાકાર

કરવો. (૨૨) વિશેષ સંખ્યાને વિશેષ સંખ્યાથી ભાગી શકાય પણ જવાબ સાદી સંખ્યા આવે જેમકે ૨૫ રૂપીઆ ÷ ૫ રૂપીઆ=જવાબ પાંચ, (૨૩) સાદી સંખ્યાને વિશેષ સંખ્યાથી ભાગી શકાય નહિ પણ વિશેષ સંખ્યાને સાદી સંખ્યાથી ભાગી શકાય અને જવાબ વિશેષ સંખ્યા આવે. (૨૪) અપૂર્ણાંકના દાખલામાં કૌંસની પહેલાં કાંઇ ચિહ્ન ન આપ્યું હોય તો ગુણ્યાનું ચિહ્ન સમજવું. (૨૫) અપૂર્ણાંકના દાખલામાં જે રકમો કૌંસમાં હોય તેની એક બનાવવી અને જેટલી રકમોની વચ્ચે ના, ×, ÷, એ ચિહ્નો હોય તેટલી રકમની એક રકમ બનાવવી અને ત્યાર પછીજ સરવાળો બાદબાકી કરવાં. (૨૬) અપૂર્ણાંકના દાખલામાં "નો" વાળી રકમને ભાજક સમજવી અને તેટલા માટેજ "નો" વાળી રકમને ઉલટાવવી. (૨૭) અપૂર્ણાંકનો દૃઢભાજક કાઢવો હોય તો તેમને સંક્ષેપ રૂપ આપી અંશનો દૃઢભાજક કાઢવો અને તેને અંશમાં લખી છેદનો લઘુતમ કાઢી છેદમાં લખવો. (૨૮) અપૂર્ણાંકનો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢવો હોય તો તેને સંક્ષેપરૂપ આપી અંશનો લઘુતમ કાઢવો અને તેને અંશમાં લખી છેદનો દૃઢભાજક કાઢી છેદમાં લખવો. (૨૯) જે રકમને "ને" લાગ્યો હોય તે રકમને બીજી રકમે ભાગવી મતલબ કે "ને" વાળી રકમને ભાજ્ય સમજવી; માટે તેને ઉલટાવવી નહિ. (૩૦) અમુક રકમને કેટલાએ ગુણીએ તો આટલા આવે એમ કહ્યું હોય તો ભાગાકાર કરવો; કારણ ગુણ્ય અને ગુણાકાર આપેલા છે તે ઉપરથી ગુણક શોધી કાઢવાનો છે. (૩૧) કઈ રકમમાંથી આટલા બાદ કરીએ તો આટલા આવે એમ કહ્યું હોય તો સરવાળો કરવો. કારણ કે બાદ્યાંક અને બાદબાકી આપેલા છે તે ઉપરથી અધિકાંક કાઢવાનો છે.

## અંકગણિતમાં વપરાતા કાર્યપ્રકાશ ચિહ્નોની સમજ.

\+ (વત્તા) જે સંખ્યાની પહેલાં વત્તાનું ચિહ્ન હોય છે, તે સંખ્યા તેની પહેલાંની બીજી કોઇ સંખ્યામાં ઉમેરવાની છે એમ સમજવું. પણ અપૂર્ણાંકોના સરવાળા બાદબાકીમાં પહેલી રકમને વત્તાની રકમ સમજવી. જેમકે ૧૫+૧૨=૨૭.

— (ઓછા જે સંખ્યાની પહેલાં ઓછાનું ચિહ્ન હોય, તે સંખ્યા તેની પહેલાંની બીજી કોઇ સંખ્યાથી બાદ કરવાની છે એમ સમજવું. જેમકે ૧૫—૫=૧૦.

× (ગુણ્યા) જે બે સંખ્યાની વચ્ચે ગુણ્યાનું ચિહ્ન હોય તે બે સંખ્યાનો ગુણાકાર કરવો. જેમકે ૭×૫=૩૫.

÷ (ભાગ્યા) જે સંખ્યાની પહેલાં ભાગ્યાનું ચિહ્ન હોય તે સંખ્યા વડે તેની પહેલાંની સંખ્યાને ભાગવી, મતલબ કે જે સંખ્યાની પહેલાં ભાગ્યાનું ચિહ્ન હોય તે સંખ્યાને ભાજક સમજવી અને તેની પહેલાંની સંખ્યાને ભાજ્ય સમજવી. જેમકે ૧૮÷૯=૨. આમાં ૧૮ એ ભાજ્ય અને ૯ એ ભાજક છે.

ના જે બે રકમની વચ્ચે "ના" હોય તે બે રકમનો ગુણાકાર કરવો, "ના" ના સંબંધથી જોડાએલી સંખ્યાઓ એકજ છે, મતલબ કે કૌંસમાં છે, એમ સમજી છુટી પાડવી નહિ જેમકે $\frac{૫}{૬}$ ના $\frac{૩}{૮}$ ના ૪$\frac{૧}{૨}$ ના ૧$\frac{૫}{૨૭}$=$\frac{૬૫}{૬૨}$=૧$\frac{૨}{૩}$.

( કૌંસ ) { } [કૌંસ] કૌંસ પુરો. જે રકમ કૌંસમાં હોય તેને પહેલાં સાદું રૂપ આપવું. પહેલા કૌંસને નાનો, બીજાને વચલો અને ત્રીજાને મોટો કૌંસ કહે છે. પહેલાં નાના કૌંસને સાદું રૂપ આપવું. પછી વચલાને અને પછી મોટા કૌંસને આપવું.

જેમકે $\left\{ \frac{૫}{૭}×\frac{૩}{૮}+(૧\frac{૨}{૫}ના\frac{૩}{૮}) \right\}$ $\frac{૭}{૫}×\frac{૩}{૮}=\frac{૨૧}{૪૦}$, $\frac{૫}{૭}×\frac{૩}{૮}=\frac{૧૫}{૫૬}$.

$\frac{૧૫}{૫૬}+\frac{૨૧}{૪૦}=\frac{૭૫+૧૪૭}{૨૮૦}=\frac{૨૨૨}{૨૮૦}=\frac{૧૧૧}{૧૪૦}$

=(બરાબર) જે બે રકમની વચ્ચે બરાબરનું ચિહ્ન હોય તે બે રકમ બરાબરની છે એમ સમજવું. કેમકે ૧રૂ.=૧૬ આના.

---

## બ્રિટિશ હિંદના રાજકીય ભાગ.

હિંદના વાઇસરોયની હકુમત નીચેના સઘળા મુલકને બ્રિટિશ હિંદ કહે છે. બ્રિટિશ હિંદમાં ચાર તરેહનાં રાજ્ય છે. (૧) બ્રિટિશ સરકારનો ખાલસા મુલક. (૨) નેપાળ, ભુતાનના સ્વતંત્ર દેશી સંસ્થાનો (૩) ફ્રેંચ ને પોર્ટુગીઝના સ્વતંત્ર સંસ્થાનો (૪) હિંદ માંહેલા દેશી ખંડીઆ રાજ્યો

### બ્રિટિશ હિંદના ખાલસા મુલકના રાજકીય ભાગ

| પ્રાંતનું નામ. | મુખ્ય શહેર, | રાજ્ય ચલાવનાર હાકેમ. |
|---|---|---|
| ૧. મુંબઇ ઇલાકો | મુંબઇ | ગવર્નર |
| ૨. કુર્ગ | મર્કરા | ચીફ કમિશનર |
| ૩. મદ્રાસ ઇલાકો | મદ્રાસ | ગવર્નર |
| ૪. આંદામાન બેટો | પોર્ટબ્લેર | ચીફ કમિશનર |

| | | |
|---|---|---|
| ૫. બ્રહ્મદેશ | રંગુન | ગવર્નર |
| ૬. આસામ પ્રાંત | શિલોંગ | ગવર્નર |
| ૭. બંગાળા પ્રાંત | કલકત્તા | ગવર્નર |
| ૮. બિહાર ને ઓરિસા | પટણા | ગવર્નર |
| ૯. આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | અલ્હાબાદ | ગવર્નર |
| ૧૦. દિલ્હી પ્રાંત | દિલ્હી | ચીફ કમિશનર |
| ૧૧. મધ્ય પ્રાંતો ને વરાડ | નાગપુર | ગવર્નર |
| ૧૨. અજમેર ને મેરવાડા | અજમેર | ચીફ કમિશનર |
| ૧૩. બ્રિટિશ બલુચિસ્તાન | ક્વેટા | ચીફ કમિશનર |
| ૧૪. વાયવ્ય તરફની સરહદનો પ્રાંત | પેશાવર | ચીફ કમિશનર |
| ૧૫. પંજાબ પ્રાંત | લાહોર | ગવર્નર |

હિંદ માંહેલા દેશી રાજ્યોમાં નાનાં મોટાં મળી ૮૦૦ દેશી રાજ્યો છે. મોટું દેશી રાજ્ય હૈદ્રાબાદનું છે. દેશી રાજ્યોના મુખ્ય બે વર્ગ થઇ શકે. (૧) વડી સરકારની સાધી હકુમતમાં રહેલાં રાજ્યો (૨) પ્રાંતિક સરકારની હકુમતમાં રહેલાં રાજ્યો, દરેક વર્ગમાં બે પ્રકારનાં રાજ્યો છે. (૧) પાસે પાસે આવેલાં દેશી રાજ્યોનો જથ્થો (એજન્સિસ). (૨) છુટાં છુટાં આવેલાં જુદાં જુદાં રાજ્યો (સંસ્થાનો).

વડી સરકારના તાબામાં રજપુતના, મુખ્ય હિંદુસ્તાન, બલુચિસ્તાન વાયવ્ય સરહદ અને કાઠિઆવાડ એ પાંચ એજન્સિઓ અને હૈદ્રાબાદ, વડોદરા, કાશ્મીર, મ્હૈસુર એ ચાર સંસ્થાનો છે. એ દરેકમાં વડી સરકાર તરફથી એજન્ટ રહે છે, એજન્સિઓના ઉપરીને એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ ને સંસ્થાના ઉપરીને રેસિડંટ કહે છે

સમાપ્ત

